* પ્રકાશન નં. ૩૧૫ *

અલ્લાહ તઆલા ચાહે છે કે તમને પાક કરે.....

[સૂ. માઈદહ : ૬]

# ગુસલનાં મસાઇલ

: લેખક :

હઝ. મવ. મુફ્તી અબ્દુર્રઉફ સા. સખખરવી

[દારુલ ઈફ્તા, દારુલ ઉલૂમ, કરાચી–પાકિસ્તાન]



: અનુવાદક :

(મવલાના) ફરીદબેગ 'ફલાહી' (સા. આફ્રિકા)



પ્રકાશન વિભાગ

દારુલ ઉલૂમ ભરૂચ–મહમૂદનગર,

મુ. પો. કંથારીઆ–૩૯૨ ૧૬૨

તા. જિ. ભરૂચ (ગુજરાત–ઇન્ડિયા)

# ગુસલના મસાઇલ

લેખક :

**હઝ. મવ. મુફ્તી અબ્દુર્રઊફ સા. સખ્ખરવી**

(દારુલ ઈફ્તા, દારુલ ઉલૂમ, કરાચી–પાકિસ્તાન)

અનુવાદક : (મવ.) ફરીદબેગ 'ફલાહી' (સા. આફ્રિકા)

પ્રકાશન નં. : ૩૧૫
પ્રત : ૧૦૦૦
આવૃત્તિ : પ્રથમ
પ્રકાશન વર્ષ : હિ. સન ૧૪૨૧/ઈ. સ. ૨૦૦૦
કિંમત : રૂા. ૧૫–૦૦

**પ્રકાશન વિભાગ**

દારુલ ઉલૂમ ભરૂચ–મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ–૩૯૨ ૧૬૨
તા. જિ. ભરૂચ (ગુજરાત–ઈન્ડિયા)

મુદ્રક :

દારુલ ઉલૂમ પ્રિન્ટીંગ પ્રેસ, મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ તા. જિ. ભરૂચ


અનુક્રમણિકા

# ★ ગુસલના મસાઈલ ★

**નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ, અમ્મા બાદ,**

## ગુસલનો શાબ્દિક અને શરઈ અર્થ :

'ગુસલ'નો શાબ્દિક અને પ્રચલિત અર્થ એ છે કે "આખા શરીરને ધોવું." (સ્નાન કરવું.) 'ગુસલ'નો શરઈ ભાવાર્થ એ છે કે, "ઓછામાં ઓછું એક વખત નખ-શીખ (માથાથી લઈને પગોના અંગૂઠા સુધી) શરીરની એ આખી સપાટીને ધોવું, જેનું ધોવું કોઈ પણ તકલીફ વગર શકય હોય." (બહરુર્રાઈક)

## ગુસલના ફરાઇઝ :

ગુસલમાં ત્રણ વસ્તુઓ ફર્ઝ છે :

(૧) એવી રીતે કોગળા કરવા કે આખા મોઢામાં પાણી ફરી વળે.

(૨) નાકની અંદરના નરમ હાડકા સુધી પાણી પહોંચાડવું.

(૩) આખા શરીર પર એક વખત (ચીવટપૂર્વક) પાણી વહેવડાવવું. (હિદાયહ)

**ફર્ઝોના સંબંધમાં ગુસલના કેટલાક મસાઈલ :**

**મસ્અલો :** અગર આખા શરીરમાં એક વાળ બરાબર પણ કોઈ જગ્યા (ભાગ) સૂકી રહી જાય તો ગુસલ સંપૂર્ણ થશે નહિ. એવી જ રીતે ગુસલ કરતી વેળા કોગળા કરવાનું કે નાકમાં પાણી નાખવાનું ભૂલી ગયા તો પણ ગુસલ થશે નહિ. (બહરુર્રાઈક)

**મસ્અલો :** અગર ગુસલ કરી લીધા બાદ યાદ આવ્યું કે ફલાણી જગ્યા સૂકી રહી ગઈ છે તો ફરીથી નહાવું વાજિબ નથી; પરંતુ જે જગ્યા સૂકી રહી જવા પામી હતી એને જ ધોઈ લેવું જરૂરી છે; પરંતુ એ સ્થાન પર ફક્ત ભીનો હાથ ફેરવી લેવું પૂરતું નથી, બલકે થોડુંક પાણી લઈને એ સૂકી જગ્યા પર વહેવડાવવું જરૂરી છે. એવી જ રીતે અગર કોગળા કરવાનું ભૂલી ગયા હોય તો પાછળથી ફક્ત કોગળા જ કરી લેવા અને નાકમાં પાણી નાખવાનું ચૂકી ગયા હોય તો હવે ફક્ત નાકમાં પાણી જ નાખી લે. મતલબ કે જેટલો ફર્ઝ અદા કરવાનો રહી ગયો હોય, એટલા જ પ્રમાણમાં એને પૂરું કરે. ફરીથી આખું ગુસલ કરવું જરૂરી નથી. (કબીરી)

**મસ્અલો :** અગર શરીરનો કેટલોક ભાગ સૂકો રહી ગયો હોય અથવા કોગળા કરવાનું કે નાકમાં પાણી નાખવાનું ભૂલી ગયા હોય અને એ જ સ્થિતિમાં નમાઝ પઢી લીધી હોય તો જ્યારે યાદ આવે ત્યારે એ છૂટેલો ફર્ઝ પૂરો કરીને એ ફર્ઝ નમાઝ ફરીથી અદા કરવી જોઈએ. (કબીરી)

**મસ્અલો :** માથા અને દાઢીનાં વાળ ગમે તેટલાં ઘટ્ટ અને ગુચ્છાવાળા હોય, પરંતુ બધાં જ વાળોને ભીંજવવા અને દરેક વાળના મૂળ સુધી પાણી પહોંચાડવું ફર્ઝ છે. એક વાળ પણ સૂકો રહી જાય અથવા એક વાળના મૂળિયા સુધી પાણી ન પહોંચ્યું તો ગુસલ સંપૂર્ણ થયેલું ગણાશે નહિ. જ્યારે એ સૂકા વાળના મૂળ સુધી પાણી બરાબર પહોંચાડી દેશે, ત્યારે જ ગુસલ સંપૂર્ણ ગણાશે. (આલમગીરી)

**મસ્અલો :** જો કોઈના નખમાં લોટ ફસાઈને સૂકાઈ ગયો હોય અથવા શરીરના કોઈ પણ ભાગ પર ચરબી, મીણ કે ડામર જેવો ચીકણો પદાર્થ લાગી જાય, એના લીધે એ ભાગની નીચે નહાતી વખતે પાણી ન પહોંચે (ચીકણું હોવાના લીધે ઉપરથી જ વહી જાય) તો ગુસલ થશે નહિ. જ્યારે પણ યાદ આવે કે લોટ અને મીણ લાગેલું જુએ તો તેને ઉખેડીને એ સૂકી

જગ્યા પર પાણી વહેવડાવી લે અને જો એ સ્થાન પર પાણી પહોંચાડવા અગાઉ કોઈ નમાઝ પઢી લીધી હોય તો એ નમાઝને ફરીથી પઢી લે. (આલમગીરી)

એવી જ રીતે પાન (ગુટખા) ખાધું હોય કે કોઈ પણ વસ્તુ ખાધી હોય અને સોપારી કે ખોરાકની કોઈ વસ્તુ દાંતની વચ્ચે ફસાઈ ગઈ હોય તો 'જનાબત' (સમાગમ) પછીનું ગુસલ કરતી વખતે દાંતોમાં ખિલાલ (સળી) કરીને એ વસ્તુને દાંતોમાંથી કાઢવી જરૂરી છે. અગર એ કણ બહાર કાઢયું નહિ અને એના દાંત વચ્ચે ફસાયેલા રહેવાથી દાંતની અંદરની જગ્યાએ પાણી ન પહોંચ્યું તો ગુસલ અદા થશે નહિ. નહાતી વખતે ખિલાલ કરવાનું ચૂકી ગયો હોય તો ગુસલ પછી જ્યારે પણ યાદ આવે ત્યારે સળી કરીને કોગળા કરી લેવા જોઈએ.

**મસ્અલો :** અગર નખો પર નેઈલપોલિશ લાગેલી છે તો પ્રથમ એ પોલિશ (લાલી) નખ પરથી સંપૂર્ણ રીતે કાઢી લઈને પછી જ વુઝૂ કે ફર્ઝ ગુસલ કરવું જોઈએ. અગર કોઈ નેઇલપોલિશ દૂર કરવા વગર જ વુઝૂ કે ગુસલ કરશે તો એ ગુસલ શરઈ રીતે અદા થશે નહિ. એ હકીકત બરાબર સમજી લો.

**મસ્અલો :** આંગળીઓમાં સાંકડી વીંટી-અંગૂઠી હોય તો એ વીંટીના વર્તુળને બરાબર ફેરવીને પાણી

એની નીચે સુધી પહોંચાડવું જોઇએ. યાદ રાખો ! અંગૂઠી (વીંટી)ના વર્તુળની નીચેની જગ્યાએ અગર પાણી બરાબર નહિ પહોંચે તો ગુસલ થશે નહિ. અલબત્ત, જો અંગૂઠી ઢીલી હોય કે હલાવવા–ફેરવવા વગર પણ પાણી એની નીચે પહોંચી જાય છે, તો એવી સ્થિતિમાં હલાવવું–ફેરવવું વાજિબ નથી, પરંતુ મુસ્તહબ છે. (આલમગીરી)

મસ્અલો : મોઢામાં જે નકલી દાંતો (ચોકઠાં) લગાડવામાં આવે છે, એ બે પ્રકારનાં હોય છે. એક તો એવાં કે જે જરૂરતના સમયે બહાર કાઢી શકાય છે અને બીજા એ પ્રકારના હોય છે કે, જેમને મસોળા સાથે એવી રીતે ફિટ કરી દેવાય છે કે જેમને સરળતાથી બહાર કાઢી શકાતાં નથી. એમને કાઢવામાં ઘણી જ તકલીફ થાય છે. એનો હુકમ એ છે કે, જે દાંત સરળતાથી બહાર નીકળી શકે છે, એમને સમાગમ પછીનું ગુસલ કરતી વખતે બહાર કાઢી પાણીને કોગળા દ્વારા મસોળાના નીચે સુધી પહોંચાડવું વાજિબ છે અને જે દાંતોને ફિટિંગના લીધે સરળતાથી બહાર કાઢી ન શકાય તથા કાઢવામાં ઘણી જ તકલીફ થતી હોય તો એવાં દાંત કાઢયા વગર જ ગુસલ સહીહ થઈ જશે.

મસ્અલો : ઠંડી અથવા બીજા કોઈ કારણે હાથ

અને પગ ફાટી ગયાં હોય અને ચામડીની એ ફાટમાં મીણ, તેલ, મલમ અને વેસેલીન અથવા બીજી કોઇ દવા ભરી દીધી હોય ત્યારે વુઝૂ કે ગુસલ કરતી વખતે એ દવાના ઉપરથી જ પાણી વહાવી દેવું પૂરતું છે. એ દવાને ઘાની અંદરથી બહાર કાઢવાની જરૂર નથી. (કબીરી)

**મસ્અલો :** કોઈએ ગુસલ કરતી વખતે કોગળા ન કર્યા હોય; પરંતુ બરાબર મોઢું ભરીને પાણી પી લીધું હોય, એવી રીતે કે આખા મોઢામાં પાણી પહોંચી ગયું હોય તો પણ ગુસલ અદા થઈ જશે, કારણ કે મુખ્ય હેતુ તો આખા મોઢામાં પાણીનું પહોંચાડવું જ છે. ચાહે કોગળા કરે કે ન કરે; અલબત્ત, અગર એવી રીતે પાણી પીધું હોય કે આખા મોઢામાં પાણી પહોંચ્યું ન હોય તો એવા સંજોગોમાં કોગળા કરીને પાણી પહોંચાડવું જરૂરી છે. (કબીરી)

**મસ્અલો :** અગર વાળમાં કે હાથ અને પગ પર તેલ લાગેલું છે, જેના લઈને એ જગ્યા પર પાણી બરાબર થોભતું નથી; બલકે પાણી પડતાંની સાથે જ નીતરી જાય છે એનો તો કોઇ પણ વાંધો નથી, કારણ કે જ્યારે માથા પર અને આખા શરીર પર પાણી નાંખી દીધું (વહાવી દીધું) હોય તો એમ કરવાથી પણ ગુસલ અદા થઇ જશે. (આલમગીરી)

## ગુસલના વાજિબાત :

(૧) કોગળા કરવાં. (૨) નાકમાં પાણી ચઢાવવું. (૩) ઓરતોએ પોતાના ગૂંથેલા વાળ ખોલીને ભીંજવવું. (૪) નાકમાં લીંટના કારણે જે ગંદકી ભેગી થઇ જાય છે, એને જોશ પૂર્વક બહાર કાઢીને એની નીચેની જગ્યાને ધોવું. (ઈલ્મુલ ફિક્હ : ભાગ-૧, પેજ-૧૧૦)

## ગુસલની સુન્નતો :

(૧) નિય્યત કરવી, અર્થાત્ દિલમાં નિશ્ચય કે ઇરાદો કરવો કે હું નાપાકીથી પાક થવા માટે અને અલ્લાહ તઆલાની રઝામંદી તથા સવાબ પ્રાપ્ત કરવા માટે ગુસલ કરું છું—ફક્ત શરીરને સાફ અને ચોખ્ખું કરવાની નિય્યત ન હોવી જોઈએ. (૨) વ્યવસ્થિત રીતે ગુસલ કરવું, જેમ કે આગળ લખવામાં આવ્યું છે. અર્થાત્ પહેલાં પહોંચા (કાંડા) સુધી બન્નેવ હાથ ધોવા. પછી નાનો-મોટો ઈસ્તિન્જા કરવો. (આગળ-પાછળના ગુપ્તાંગને ધોવાં.) ત્યાર બાદ શરીરના જે ભાગ કે અંગ પર નાપાકી લાગી હોય તેને ધોઇ નાખવી. પછી સંપૂર્ણ વુઝૂ કરવુ; અગર એવી જગ્યાએ બેસીને ગુસલ કરતા હોય કે, જ્યાં પાણી ઘેરાઈને ભરાઈ રહેતું હોય તો સંપૂર્ણ ગુસલ કરી લીધા પછી જ બન્નેવ પગને એ

સ્થાન પરથી ખસીને ધોવા. વુઝૂ કર્યા પછી જ આખા શરીર પર બરાબર પાણી વહાવવું. આ છે ગુસલની રીત....(૩) "બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ" પઢવું. (કપડાં કાઢતા પહેલાં જ બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ પઢી લેવું જોઇએ, કારણ કે નગ્નાવસ્થામાં બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ પઢવાથી ગુનોહ થાય છે.) (૪) મિસ્વાક (દાતણ) કરવું. (૫) હાથ અને પગની આંગળીઓ તથા દાઢીનો ત્રણ વાર ખિલાલ કરવો. (૬) શરીરને ચોળવું. (૭) આખા શરીરને એવી રીતે ધોવું કે એક અંગ પણ સૂકાવા ન પામે કે બીજા ભાગને ધોઈ નાખવો જ્યારે કે શરીર અને હવા સમતોલ હોય અને (૮) આખા શરીર પર ત્રણ વખત પાણી નાખવું.

(ઈલ્મુલ ફિકહ : ભાગ-૧, પેજ-૧૧૦)

## ગુસલના મુસ્તહબ કાર્યો :

(૧) એવી જગ્યા પર બેસીને ગુસલ કરવું જોઇએ કે જે જગ્યાએ કોઈ નામહરમ (પારકી) વ્યક્તિની નજર ન પડે અથવા લૂંગી બાંધીને (ઇજાર પહેરીને) ગુસલ કરવું. (૨) પહેલાં જમણા અંગને ધોવો ત્યાર બાદ ડાબા અંગને ધોવો. (૩) પહેલાં માથા અને દાઢીના જમણા ભાગનો ખિલાલ કરવો અને પછી જ ડાબા ભાગનો ખિલાલ કરવો.

(૪) આખા શરીર પર એવી રીતે પાણી વહાવવું કે સૌથી પહેલાં માથા પર, પછી જમણા ખભા પર અને પછી ડાબા ખભા પર. (૫) જે વસ્તુઓ વુઝૂમાં મુસ્તહબ છે, તે વસ્તુઓ ગુસલમાં પણ મુસ્તહબ છે—સિવાય કે કિબ્લા તરફ મોઢું કરવું અને દુઆ પઢવી. (વુઝૂ કરતી વખતે કિબ્લા તરફ મોઢું કરવું અને દુઆ પઢવી મુસ્તહબ છે, જ્યારે ગુસલ કરતી વખતે કિબ્લા તરફ મોઢું કરવું જોઈએ નહિ તેમજ ગુસલની કોઈ દુઆ પણ નથી.) એવી જ રીતે ગુસલનું વધેલું પાણી પીવું મુસ્તહબ નથી. (જ્યારે કે વુઝૂનું વધેલું પાણી ઊભા થઈને પી લેવું મુસ્તહબ છે. જે વખતે લોટામાં પાણી લઈને વુઝૂ કરતા હોય, તે જ વખતે લોટાં કે જગ જેવા નાના વાસણમાં વુઝૂ કર્યા બાદ પાણી બચેલું હોય તો તે પાણીને ઊભા થઈને પી લેવું મુસ્તહબ છે; પરંતુ જો કોઈ માણસ નળ પર કે હૌઝ પર બેસીને વુઝૂ કરે તો તે વધેલું પાણી પીવું મુસ્તહબ નથી.)

(ઈલ્મુલ ફિકહ : ભાગ-૧, પેજ-૧૧૦)

## ગુસલના મકરૂહાત :

(૧) જરૂરત વગર એવી જગ્યાએ ગુસલ કરવું કે જ્યાં કોઈ નામહરમ વ્યક્તિની નજર પડી શકે છે. (૨) નગ્ન અવસ્થામાં ગુસલ કરનારે કિબ્લા તરફ મોઢું કરવું.

(૩) ગુસલ કરતી વખતે "બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ" સિવાય બીજી કોઇ પણ દુઆ પઢવી. (૪) જરૂરત વગર વાતચીત કરવી અને (૫) જેટલી બાબતો વુઝૂમાં મકરૂહ છે, એ બધી જ બાબતો ગુસલમાં પણ મકરૂહ છે.

(ઈલ્મુલ ફિકહ : ભાગ-૧, પેજ-૧૧૧)

**ગુસલ કરવાની સુન્નત રીત :**

યાદ રાખો! જ્યારે પણ ગુસલ કરવું હોય—પછી ચાહે તે ફર્ઝ ગુસલ હોય કે સુન્નત ગુસલ હોય અથવા મુસ્તહબ ગુસલ હોય, નીચે દર્શાવેલી રીત પ્રમાણે જ ગુસલ કરવું સુન્નત છે.

ગુસલ કરનારે સૌ પ્રથમ પોતાના બન્ને હાથને કાંડા સુધી ત્રણ વાર ધોવું. (હાથ ધોયા વગર પાણીની ડોલ કે વાસણમાં હાથ ન નાંખે) ત્યાર બાદ શરીરના જે ભાગ પર વીર્ય કે બીજી કોઈ પણ નાપાકી (ગંદકી) લાગી હોય તેને ત્રણ વખત ધોઈને પાક કરવી. પછી નાનો-મોટો બન્ને ઈસ્તિન્જા કરવા (જરૂરત હોય કે ન હોય.) ત્યાર બાદ સુન્નત રીત મુજબ સંપૂર્ણ વુઝૂ કરવું. અગર નહાવાનું પાણી પગો નીચે ભેગું થતું હોય તો વુઝૂ કરતી વખતે પગ ન ધોવે. ત્યાંથી દૂર ખસ્યા પછી જ પગ ધોવે, પરંતુ કોઈ પાટલા કે બેઠક પર બેસીને

ગુસલ કરે કે જ્યાં પાણી ભેગું નથી થતું, બલકે તરત જ વહી જાય છે તો વુઝૂ કરતી વખતે જ પગ પણ ધોઈ લે.

વુઝૂ કર્યા પછી પ્રથમ માથા પર પાણી નાંખે. ત્યાર બાદ જમણા ખભા પર અને પછી ડાબા ખભા પર પાણી નાખે. (જે જગ્યાએ શરીર સૂકું રહી જવાની શકયતા હોય ત્યાં હાથથી મસળીને પાણી રેડવાની કોશિશ કરે) આખા શરીરને બરાબર ચોળવું. પછી બીજી વાર એ જ પ્રમાણે પહેલા માથા પર, પછી જમણા ખભે અને પછી ડાબા ખભા પર પાણી નાંખે અને પછી એ જ પ્રમાણે ત્રીજી વાર પણ માથાથી પગો સુધી પાણી વહેવડાવવું.
(દુર્રે મુખ્તાર)

[**ફાયદો :** ગુસલ કર્યા પછી શરીરને કપડાથી (ટુવાલથી) લૂંછવું પણ સાબિત છે અને ન લૂંછવું પણ પ્રમાણિત છે. એટલે બન્નેમાંથી જે પણ રીત અપનાવે, એમાં સુન્નતની નિય્યત કરી લેવી જોઈએ. (મિશ્કાત)]

**મસ્અલો :** અગર નહાવાની જગ્યા એવી એકાંત-વાળી હોય કે જ્યાં કોઈ એને જોઈ ન શકે, જેમ કે બાથરૂમ વગેરે તો નગ્ન થઈને નહાવું પણ જાઈઝ છે. એવી જગ્યાએ ઊભા રહીને કે બેસીને સ્નાન કરવું જાઈઝ છે. બાથરૂમની છત ઢંકાયેલી હોય કે ખુલ્લી હોય...

પરંતુ બેસીને નહાવું યોગ્ય છે, કારણ કે એ સ્થિતિમાં વધારે પર્દો છે. (કબીરી)

**મસ્અલો :** વસ્રહીન થઈને નહાતી વખતે કિબ્લા તરફ મોઢું ન કરવું જોઈએ અને પાણી પણ વધારે ન વેડફવું જોઈએ અને પાણી ઘણું જ ઓછું પણ ન લેવું કે જેથી ગુસલ બરાબર થઈ ન શકે. માફકસર પાણી વાપરવું જોઈએ. એવા સ્થાન પર ગુસલ કરવું કે કોઈ જોઈ ન શકે. ગુસલ કરતી વખતે જરૂરત વગર વાતો ન કરે. ગુસલથી ફારિગ થવા પછી અગર નગ્ન હોય તો શરીરને ઢાંકવામાં ઉતાવળ કરવી. અહિંયા સુધી કે ગુસલ પહેલાં વુઝૂ કરતી વખતે પગ ધોયાં ન હોય (પાણી ભેગા થવાની સ્થિતિમાં) તો ગુસલની એ જગ્યાએથી હટીને પહેલાં શરીરને ઢાંકવુ જોઈએ પછી જ પગ ધોવા જોઈએ. (કબીરી)

**મસ્અલો :** જ્યારે કોઈ વ્યક્તિ બરાબર કોગળા કરી લે, નાકમાં પાણી પહોંચાડી દે અને આખા શરીર પર પાણી વહાવી લે તો એનું ગુસલ સંપૂર્ણ થઈ જશે. ચાહે એનો ગુસલ કરવાનો ઈરાદો હોય કે ન હોય. ગુસલ કરતી વખતે ગુસલની નિય્યત કરવી જરૂરી નથી. એટલે કોઈ વ્યક્તિ વરસતા વરસાદમાં ઊભો રહી જાય અથવા હૌઝમાં ડૂબકી મારે, જેનાથી એનું આખું શરીર

ભીંજાઈ જાય, અને એની સાથે એ કોગળા કરીને નાકમાં પાણી પણ નાખી લે તો એનું ગુસલ થઈ જશે. (કબીરી)

ગુસલ કરતી વખતે કલિમહ પઢવું કે પઢીને પાણી પર દમ કરવું જરૂરી નથી, ચાહે કલિમહ પઢે કે ન પઢે. ફકત ગુસલ કરી લેવાથી માણસ પાક થઈ જાય છે; બલકે ગુસલ કરતી વખતે કલિમહ કે બીજી કોઈ પણ દુઆ ન પઢવી જ બેહતર છે. એ સમયે કંઇ જ ન પઢે.

## ગુસલ ફર્ઝ થવાના કારણો :

"હદષે અકબર" (મોટી નાપાકી) અર્થાત્ જનાબત (સમાગમ પછી)થી પાક થવા માટે ગુસલ કરવું ફર્ઝ છે. "હદષે અકબર" થઈ જવાના ચાર કારણો છે :

**પ્રથમ કારણ** : વીર્યનું નીકળવું અર્થાત વીર્યનું પોતાના સ્થાન પરથી જોશપૂર્વક છૂટા પડીને શરીરની બહાર નીકળવું. ચાહે ઉંઘતાની હાલતમાં કે જાગતાની હાલતમાં, ભાન અવસ્થામાં કે બેભાન અવસ્થામાં, સંભોગ કરવાથી કે સંભોગ કર્યા વગર, કોઈ વિચાર કે કલ્પનાથી અથવા ગુપ્તાંગને હરકત આપવાથી કે પછી કોઈ પણ અકુદરતી રીતે—મતલબ કે દરેક સ્થિતિમાં વીર્યના બહાર નીકળવાથી "હદષે અકબર" લાગુ પડી જશે. આ સ્થિતિમાં ગુસલ કરવું ફર્ઝ થઈ જશે. (હિન્દિય્યહ)

**મસ્અલો** : અગર વીર્ય પોતાની જગ્યા પરથી જોશની સાથે જુદું પડયું; પરંતુ તે ગુપ્તાંગમાંથી બહાર નીકળતી વખતે એ જોશ (શહવત) બાકી ન રહ્યો તો પણ ગુસલ ફર્ઝ થઈ જશે દા. ત. વીર્ય પોતાની જગ્યા પરથી જોશપૂર્વક નીકળ્યું; પરંતુ એણે પોતાના ગુપ્તાંગના કાણાંને હાથથી બંધ કરી દીધું અથવા રૂ (કોટનવુલ) વગેરેથી દાબી દીધું. થોડીકવાર પછી જ્યારે એ જોશ ઠંડો પડી ગયો ત્યારે એણે ગુપ્તાંગના કાણાં પરથી હાથ કે કપાસને હટાવી લીધો અને વીર્ય જોશ વગર ખારિજ થઈ ગયું તો પણ ગુસલ ફર્ઝ થઈ જશે.
(હિન્દિય્યહ)

**મસ્અલો** : અગર કોઈના ગુપ્તાંગમાંથી થોડુંક વીર્ય નીકળ્યું એટલે એણે ગુસલ કરી લીધું. ગુસલ કર્યા પછી ફરીથી થોડુંક વીર્ય જોશ વગર નીકળ્યું તો એ સંજોગમાં પ્રથમ ગુસલ રદ્દ થઈ જશે અને તેના માટે ફરીથી ગુસલ કરવું ફર્ઝ થઈ જશે—એ શર્તે કે એ વીર્ય સૂવા પહેલાં નીકળ્યું હોય કે પેશાબ કરવા અગાઉ અથવા તો ચાલીસ કદમ કે એનાથી વધુ ચાલવા પહેલાં જ નીકળ્યું હોય; અલબત્ત, એ બાકીના વીર્યના નીકળવા પહેલાં અગર કોઇ નમાઝ પઢી લીધી હોય તો એ નમાઝ સહીહ ગણાશે, એ નમાઝ ફરીથી પઢવાની જરૂર નથી.
(હિન્દિય્યહ)

**મસ્અલો :** કોઈના ગુપ્તાંગમાંથી પેશાબ પછી વીર્ય નીકળે તો એના પર ગુસલ ફર્ઝ થઈ જશે—એ શર્તે કે વીર્ય જોશપૂર્વક નીકળે. (હિન્દિય્યહ)

**સમજુતી :** ગુસલ કરી લીધા પછી પેશાબ કરવા પહેલાં જ અગર જોશ વગર જ બાકી રહેલું વીર્ય ખારિજ થઈ જાય તો ફરીથી ગુસલ વાજિબ થઈ જશે; પરંતુ પેશાબ કરી લીધા બાદ વીર્ય નીકળે તો નીકળતી વખતે અગર જોશ હતો તો જ ગુસલ વાજિબ થશે અને જો જોશ વગર જ નીકળે તો ફરીથી ગુસલ કરવાની જરૂરત નથી.

એવી જ રીતે ગુસલ કરી લીધા પછી ચાલીસ કદમથી વધુ ચાલી લીધું હોય, ત્યાર પછી વીર્ય નીકળ્યું હોય તો અગર વીર્યના નિકાસ વખતે જોશ હોય તો જ ગુસલ વાજિબ થશે અને જો જોશ વગર વીર્ય નીકળે તો ગુસલ વાજિબ થશે નહિ. એવી જ રીતે પુરુષ જો ગુસલ કર્યા પછી સૂઈ ગયો હોય અને ત્યાર પછી જ વીર્ય નીકળ્યું હોય તો પણ ઉપરોક્ત સ્થિતિ લાગુ પડશે; અગર સૂઈને ઉઠયા પછી શરીર કે કપડાં પર ભીનાશ જોઈ, તો એના કારણો નીચે પ્રમાણે છે :

**ગુસલ ફર્ઝ થવાના આઠ કારણો :**

જો કોઈ પણ સ્ત્રી કે પુરુષને સૂઈને જાગ્યા પછી

પોતાના શરીર કે કપડાં પર કંઈક ભીનાશ દેખાય તો એના ઘણાં બધાં કારણો હોઈ શકે છે, એ પૈકીના આઠ કારણો નીચે મુજબ છે :

(૧) એવો વિશ્વાસ અથવા વધુ ગુમાન થઇ જાય કે એ વીર્ય જ છે અને સ્વપ્નદોષ (ઇહ્તિલામ) યાદ હોય.

(૨) એવો વિશ્વાસ થઇ જાય કે એ વીર્ય જ છે; પરંતુ સ્વપ્નદોષ યાદ ન હોય.

(૩) એવો વિશ્વાસ થઈ જાય કે એ મઝી છે અને સ્વપ્નદોષ યાદ ન હોય.

(૪) એવી શંકા હોય કે એ વીર્ય છે કે મઝી અને સ્વપ્નદોષ યાદ હોય.

(૫) એવી શંકા હોય કે એ વીર્ય છે કે વદી અને સ્વપ્નદોષ યાદ હોય.

(૬) એવી શંકા હોય કે એ મઝી છે કે વદી અને સ્વપ્નદોષ યાદ હોય.

(૭) એવી શંકા હોય કે એ વીર્ય છે કે મઝી તથા વદી અને સ્વપ્નદોષ યાદ હોય.

(૮) એવી શંકા હોય કે એ વીર્ય છે કે મઝી અને સ્વપ્નદોષ યાદ ન હોય. (શામી, કબીરી)

**સમજુતી :** પુરુષ જ્યારે પોતાની બીવી સાથે હોય છે ત્યારે તેના ગુપ્તાંગમાંથી પાતળું પાણી નીકળ્યા કરે છે. સ્ત્રીને પણ એવું જ પાણી નીકળે છે; પરંતુ એ પાણીના નીકળવાથી પણ ઉત્તેજના કે શહવત બાકી રહે છે; બલકે વધી જાય છે. એને અરબીમાં "મઝી" કહે છે; અગર એ ચીકણું પાણી નીકળ્યા પછી જોશ (શહવત) ખત્મ થઈ જાય તો એને વીર્ય કહે છે અને જો પેશાબ કરવા અગાઉ કે પેશાબ કર્યા પછી ઘટ્ટ પ્રવાહી કે સફેદ પાણી જેવું નીકળે છે, એને "વદી" કહેવામાં આવે છે.

**બીજું કારણ :** "ઇલાજ (દાખલ કરવું,) અર્થાત્ કોઈ શહવતવાળા (પૌરુષત્વવાળા) મર્દના ગુપ્તાંગના માથાના ભાગનું કોઈ જીવંત સ્ત્રીના ખાસ ભાગમાં અથવા બીજા કોઈ મર્દના ગુપ્ત ભાગમાં દાખલ થઈ જવું, (સજાતીય સંબંધ.) પછી ચાહે તે વ્યક્તિ, (જેમાં દાખલ થયું છે,) તે સ્ત્રી હોય કે પુરુષ હોય અથવા વ્યંઢળ હોય અને ચાહે વીર્ય નીકળે કે ન નીકળે— (ફક્ત તેમાં દાખલ થઇ જવું જ પૂરતું છે) એ સંજોગમાં

અગર બન્નેવ માટે ગુસલ સહીહ થઇ જવાની શર્તો— જેમ કે અકલમંદ હોવું અને બાલિગ હોવું સાબિત થઇ જાય તો બન્નેવ પર, નહિતર જેના પર ઉપરોક્ત શર્તો સાબિત થઈ જાય તેમના પર ગુસલ ફર્ઝ થઈ જશે.

(દુર્રે મુખ્તાર)

**ત્રીજું કારણ :** હૈઝથી પાક થવું છે. 'હૈઝ' (માસિક-રક્ત સ્ત્રાવ) તંદુરસ્ત, બાલિગ, અ-ગર્ભવતી સ્ત્રીને દર મહિને આગળના ભાગમાંથી જે સામાન્ય લોહી આવે છે, એને 'હૈઝ' કહેવામાં આવે છે. (મરાકિલ ફલાહ)

**મસ્અલો :** હૈઝની ઓછામાં ઓછી મુદ્દત ત્રણ દિવસ અને ત્રણ રાત્રી છે અને વધુમાં વધુ દસ દિવસ-રાત છે. બન્ને હૈઝ વચ્ચે ઔરત ઓછામાં ઓછું પંદર-દિવસ સુધી પાક રહે છે. અર્થાત્ એક હૈઝ પછી ઓછામાં ઓછું પંદર દિવસ સુધી બીજું હૈઝ નથી આવતું અને વધુમાં વધુ પાક રહેવાની કોઈ મર્યાદા નથી. શકય છે કે કોઈ સ્ત્રીને જીવન પર્યંત કયારેય હૈઝ ન પણ આવે ! (શર્હે બિદાયહ)

**મસ્અલો :** ત્રણ દિવસ-રાતથી ઓછું, અને દસ દિવસ-રાતથી વધારે જે લોહી આવે તેને 'હૈઝ' નહિ;

પરંતુ 'ઈસ્તિહાઝહ' કહેવાય છે, જે કોઈ બીમારીના લીધે જ આવે છે. (શર્હે બિદાયહ)

**નોંધ :** 'ઈસ્તિહાઝહ'ના અહકામ અને મસાઈલ આગળ 'ઈસ્તિહાઝહ'ના બયાનમાં આવી રહ્યાં છે.

**મસ્અલો :** અગર કોઈ સ્ત્રીને ત્રણ દિવસ-રાત લોહી પડ્યું, પછી તે પંદર દિવસ પાક રહી. ફરીથી ત્રણ દિવસ-રાત લોહી આવ્યું, ત્યારે ત્રણ દિવસ પહેલાના અને આ ત્રણ દિવસ, જે પંદર દિવસ પછીના છે, તે 'હૈઝ'ના છે અને વચ્ચેના પંદર દિવસો પાકીના ગણાશે. (શર્હે બિદાયહ)

**મસ્અલો :** હૈઝની મુદ્દતમાં ચોખ્ખી સફેદી સિવાય જે રંગનું પણ લોહી આવે, જેમ કે લાલ-પીળું, વાદળી, લીલું, ખાકી અને કાળું એ બધું જ હૈઝ છે; પરંતુ જ્યારે ચોખ્ખા સફેદ રંગનું હૈઝ આવવા લાગે અને બિલકુલ સફેદ દેખાવા માંડે કે ગાદી જેવી રાખી હતી, એવી જ સફેદ બહાર નીકળે, તો સમજવું કે હવે હૈઝથી પાક થઈ ગઈ છે. (શર્હે તન્વીર-ઝયલઈ)

**મસ્અલો :** નવ વર્ષની ઉંમર પહેલાં અને ૫૫ વર્ષ પછી કોઈ પણ સ્ત્રીને હૈઝ આવતું નથી,

એટલે નવ વર્ષથી ઓછી ઉંમરની છોકરીને જે લોહી આવશે, પછી તે ગમે તે કલરનું હોય, એ હૈઝ નહિં, પરંતુ ઈસ્તિહાઝહ છે. અલબત્ત, કોઈ સ્ત્રીને એ ઉંમર પહેલાં પણ પીળું, લીલું કે ખાકી રંગનું હૈઝ આવતું હોય તો ૫૫ વર્ષ પછી પણ એ રંગો હૈઝના જ સમજવામાં આવશે અને જો એ ઉમર પહેલાં આ રંગોમાંથી કોઈ પણ રંગનું લોહી ન આવતું હતું, એની ટેવની વિરુદ્ધ આ રંગનું લોહી આવે, તો એ હૈઝનું નહિ, પરંતુ ઈસ્તિહાઝહનું ગણાશે. (દુર્રે મુખ્તાર)

**મસ્અલો** : કોઈ સ્ત્રીને હંમેશા ત્રણ કે ચાર દિવસ હૈઝ આવતું હતું. પછી કોઈ મહિનામાં વધારે દિવસો સુધી આવ્યું, પરંતુ દસ દિવસ કરતાં વધુ આવ્યું નહિ, તો એ બધાં જ દિવસો હૈઝના છે; પરંતુ જો એ લોહી દસ દિવસથી પણ વધી ગયું, તો જેટલાં દિવસો પહેલેથી આદતના નક્કી છે, એટલાં દિવસો હૈઝના અને બાકીના ઈસ્તિહાઝહના કહેવાશે.

**દ્રષ્ટાંત** : કોઈ સ્ત્રીને હંમેશા ત્રણ દિવસ હૈઝ આવવાની આદત છે, પરંતુ કોઈ મહિનામાં નવ કે દસ દિવસ–રાત લોહી પડયું, તો એ બધું જ હૈઝ ગણાશે અને બાકીના દસ દિવસ–રાતથી એક પળ પણ વધારે આવ્યું, તો એ ત્રણ દિવસો હૈઝના અને બાકીના દિવસોનું

લોહી બધું જ ઇસ્તિહાઝહ ગણાશે. એટલે એ દિવસોમાં છૂટેલી બધી જ નમાઝોની કઝા કરવી વાજિબ છે. (શર્હે બિદાયહ)

**મસ્અલો :** એક સ્ત્રીની કોઈ પણ આદત નથી. ક્યારેક ચાર દિવસ લોહી આવે છે તો ક્યારેક સાત દિવસ એમ બદલાયા જ કરે છે. ક્યારેક દસ દિવસ સુધી પણ લોહી આવે છે. એ બધું જ લોહી હૈઝનું કહેવાશે. એવી સ્ત્રીને ક્યારેક દસ દિવસથી વધુ લોહી આવી જાય તો જોવું પડશે કે એના આગલા મહિનામાં કેટલા દિવસો હૈઝ આવ્યું હતું. એ મહિનામાં જેટલાં દિવસો હૈઝ આવ્યું હોય, એટલાં દિવસો હૈઝના અને બાકીના દિવસો ઈસ્તિહાઝહના ગણાશે. (રદ્દુલ મુહતાર)

**મસ્અલો :** કોઇ ઔરતને હંમેશા ચાર દિવસ સુધી હૈઝ આવતું હતું. પછી એક મહિનામાં પાંચ દિવસ સુધી આવ્યું, એના પછી બીજા મહિનામાં પંદર દિવસ સુધી આવ્યું તો એ પંદર દિવસોમાંથી પાંચ દિવસ હૈઝના અને દસ દિવસ ઈસ્તિહાઝહના છે. પ્રથમ ચાર દિવસની આદતની ગણતરી કરવામાં આવશે નહિ. સમજી લેવામાં આવશે કે, હવે એની આદત બદલાઈ ગઈ છે. પાંચ દિવસની થઈ ગઈ છે. (રદ્દે મુખ્તાર)

એ સ્થિતિમાં એવી સ્ત્રી દસ દિવસ સુધી લોહી

બંધ થવાની વાટ જુએ. જ્યારે દસ દિવસ પછી પણ લોહી બંધ નહિ થાય તો એ સ્ત્રી દસ દિવસ પછી ગુસલ કરી લે અને પાછલા પાંચ દિવસની છૂટેલી નમાઝોની કઝા કરે.

**મસ્અલો :** કોઈ કિશોરીએ સૌ પ્રથમ વાર લોહી જોયું તો અગર દસ દિવસ કે એનાથી ઓછા દિવસ સુધી લોહી આવ્યું તો એ બધું જ હૈઝ ગણાશે અને જો દસ દિવસ કે એનાથી વધુ આવે તો પૂરા દસ દિવસ હૈઝના ગણાશે અને દસ દિવસથી વધુ ઈસ્તિહાઝહના ગણાશે. (શર્હે બિદાયહ)

**મસ્અલો :** કોઈ યુવતીએ પ્રથમ વાર લોહી જોયું, અને એ લોહી કોઈ પણ રીતે બંધ થતું જ નથી, કેટલાય મહિનાઓ સુધી લગાતાર આવતું જ રહ્યું, તો જે દિવસે લોહી આવવાની શરૂઆત થઇ હતી, એ દિવસથી લઈને દસ દિવસ અને રાત હૈઝના ગણાશે. ત્યાર પછીના વીસ દિવસ ઈસ્તિહાઝહના કહેવાશે. એ પ્રમાણે દર મહિનાના પ્રથમ દસ દિવસ હૈઝના અને બાકીના વીસ દિવસ ઈસ્તિહાઝહના ગણાશે. (રદ્દુલ મુહતાર)

**મસ્અલો :** એક કે બે દિવસ લોહી આવ્યું, પછી પંદર દિવસ સુધી પાક રહી અને પછી ફરી એક-બે દિવસ લોહી આવ્યું તો વચ્ચેના પંદર દિવસ પાકીનો સમય છે

અને શરૂઆતમાં તેમજ અંતમાં જે એક-બે દિવસ સુધી લોહી આવ્યું હતું એ હૈઝનું નહિ, બલકે ઈસ્તિહાઝહનું લોહી કહેવાશે. (રદ્દુલ મુહતાર)

**મસ્અલો :** અગર એક દિવસ કે કેટલાય દિવસ સુધી લોહી આવ્યું પછી પંદર દિવસથી ઓછા દિવસ સુધી પાક રહી, તો એવી પાકી માન્ય નથી, બલકે એમ સમજવામાં આવશે કે શરૂઆતથી અંત સુધી બરાબર સતત લોહી ચાલું જ રહ્યું હતું એ સંજોગોમાં જેટલા દિવસ હૈઝ આવવાની એની આદત હતી, એટલા દિવસ હૈઝના ગણાશે અને બાકીના બધાં જ દિવસ ઈસ્તિ-હાઝહના કહેવાશે. (રદ્દુલ મુહતાર)

દા. ત. (૧) કોઈ સ્ત્રીને દર મહિને પહેલી, બીજી અને ત્રીજી તારીખના હૈઝ આવવાનો નિયમ છે. પછી કોઈ મહિનામાં પહેલી તારીખે તો લોહી આવ્યું, પરંતુ ત્યાર પછી ૧૪ દિવસ તે પાક રહી અને ફરી પાછું એક દિવસ લોહી આવ્યું તો એમ સમજવામાં આવશે કે ૧૬ દિવસ સતત લોહી આવ્યું. એટલે શરૂઆતના ત્રણ દિવસ હૈઝના અને બાકીના ૧૩ દિવસ ઈસ્તિહાઝહના હતા.

(૨) કોઈ મહિલાને દર મહિનાની ચોથી, પાંચમી અને છઠ્ઠી તારીખના માસિક આવવાની આદત છે. પછી

કોઈ મહિનામાં પહેલી તારીખે જ લોહી આવી ગયું પછી ૧૪ દિવસ સુધી પાક રહી અને ફરી પાછું એક દિવસ લોહી આવ્યું, તો એમ સમજવામાં આવશે કે ૧૬ દિવસ સુધી લગાતાર લોહી આવ્યું, જેમાંથી ૪–૫ અને ૬ તારીખો હૈઝની અને શરૂઆતના ત્રણ દિવસ તથા છઠ્ઠી પછીના બાકીના દિવસ ઈસ્તિહાઝહના છે; પરંતુ જો એ સ્ત્રીની માસિક સ્રાવની કોઈ જ આદત નક્કી ન હતી, તો પહેલાં દસ દિવસ હૈઝના અને બાકીના છ દિવસ ઈસ્તિહાઝહના છે.

**મસ્અલો :** ગર્ભાધાનના સમય દરમિયાન જે પણ લોહી આવે, તે હૈઝનું નહિ, પરંતુ ઈસ્તિહાઝહનું જ લોહી હોય છે. પછી તે ગમે તેટલાં દિવસ આવે. (શર્હે તન્વીર)

**મસ્અલો :** બાળક પેદા થતી વખતે, બાળક ગર્ભમાંથી બહાર નીકળવા અગાઉ જે લોહી આવે છે, તે પણ ઈસ્તિહાઝહ છે. જ્યાં સુધી બાળક અડધાથી વધારે બહાર નીકળી ન આવે ત્યાં સુધી આવનાર લોહી ઈસ્તિહાઝહનું ગણાશે. (શર્હે તન્વીર)

**હૈઝના અહકામ :**

**નમાઝના મસાઈલ :** હૈઝ (માસિકસ્રાવ)ના

જમાનામાં નમાઝ પઢવી કે રોઝહ રાખવું જાઈઝ નથી. તફાવત એટલો જ છે કે ફર્ઝ નમાઝો તો બિલકુલ માફ થઈ જાય છે. પાક થવા પછી પણ એની કઝા કરવી વાજિબ નથી; પરંતુ રોઝહ માફ નથી થતા. પાક થવા પછી છૂટેલા રોઝહની કઝા રાખવી વાજિબ છે.
(શર્હે બિદાયહ)

**મસ્અલો :** અગર કોઈ ફર્ઝ નમાઝ પઢતી વખતે જ નમાઝની હાલતમાં જ હૈઝ શરૂ થઈ જાય તો એ નમાઝ પણ માફ થઈ જાય છે. પાક થવા પછી એની કઝા કરવી નહિ, પરંતુ કોઈ સુન્નત કે નફલ નમાઝ પઢતી વખતે હૈઝ આવી જાય તો પાક થવા પછી એ નમાઝની કઝા કરવી પડશે. અગર ફર્ઝ કે નફલ રોઝહ રાખ્યો હોય અને એ દરમિયાન હૈઝ આવી જાય તો એ રોઝહ તૂટી જશે. પાક થવા પછી એની કઝા રાખવી વાજિબ છે. (શામી)

**મસ્અલો :** અગર નમાઝના અંત સમયમાં હૈઝ આવ્યું, હજુ નમાઝ પઢી ન હતી તો પણ નમાઝ માફ થઈ જશે. (દુર્રે મુખ્તાર)

**મસ્અલો :** અગર એક કે બે દિવસ લોહી આવીને બંધ થઈ ગયું તો નહાવું વાજિબ નથી. ફક્ત

વુઝૂ કરીને નમાઝ પઢી લે, પરંતુ એ હાલતમાં સમાગમ કરવું ઠીક નથી. જો પંદર દિવસ પસાર થવા પહેલાં ફરીથી લોહી આવી ગયું, તો હવે જણાશે કે એ હૈઝનો પિરિયડ હતો. એટલે હિસાબ લગાવીને જેટલા દિવસ હૈઝના થાય છે એમને હૈઝના દિવસો સમજે અને હવે ગુસલ કરીને નમાઝ પઢે અને જો આખા પંદર દિવસ પસાર થઈ જવા છતાં લોહી ન આવ્યું તો જણાશે કે એ ઈસ્તિહાઝહનું લોહી હતું અને એક–બે દિવસ લોહી આવવાના લીધે જે નમાઝો પઢી ન હતી, હવે એની કઝા કરી લે. (રદ્દે મુહતાર)

**મસ્અલો :** ત્રણ દિવસ હૈઝ આવવાની આદત હતી, પરંતુ કોઈ મહિનામાં ત્રણ દિવસ પૂરા થવા પછી પણ લોહી બંધ ન થયું, તો હજુ ગુસલ ન કરે અને નમાઝ પણ ન પઢે; પરંતુ જુએ કે આખા દસ દિવસ અને રાત પર અથવા એનાથી ઓછા દિવસોમાં લોહી બંધ થઈ જાય તો એ બધાં જ દિવસોની નમાઝો માફ છે. કોઈની કઝા ન પઢે. એમ કહેવાશે કે હવે એની આદત બદલાઈ ગઈ છે.

પરંતુ અગિયારમાં દિવસે પણ લોહી આવ્યું તો હવે જણાશે કે હૈઝના ફક્ત ત્રણ દિવસો જ હતા અને બાકીના બધાં જ દિવસો ઈસ્તિહાઝહનું લોહી આવ્યું હતું.

એટલે હવે અગિયારમાં દિવસે ગુસલ કરી લે અને સાત દિવસોની નમાઝો કઝા કરે. હવે નમાઝો પઢવાનું ન છોડે. (આલમગીરી)

**મસ્અલો :** અગર દસ દિવસથી ઓછું હૈઝ આવ્યું અને એવા સમયે લોહી બંધ થયું કે નમાઝ અદા કરવાનો સમય બિલકુલ જ તંગ છે કે જલદીથી નહાઈ લે તો ગુસલ પછી ઘણો ઓછો સમય બાકી રહેશે, જેમાં ફક્ત એક વખત જ અલ્લાહુ અકબર કહીને નિય્યત બાંધી શકશે, એનાથી વધુ કંઈ જ ન પઢી શકશે તો પણ એ સમયની નમાઝ વાજિબ થઈ જશે અને એની કઝા પઢવી પડશે; પરંતુ જો એનાથી પણ ઓછો સમય બાકી હોય તો પછી એ નમાઝ માફ થઈ જશે, એની કઝા વાજિબ નથી. (દુર્રે મુખ્તાર)

**મસ્અલો :** અગર પૂરા દસ દિવસ-રાત હૈઝ આવ્યું અને એવા સમયે લોહી બંધ થયું કે બિલકુલ જરાક સમય બાકી છે, જેમાં ફક્ત એકવાર અલ્લાહુ અકબર જ કહી શકે છે, એનાથી વધુ કંઈ જ કહી શકતી નથી અને ગુસલ કરવાની પણ શક્યતા નથી તો પણ નમાઝ વાજિબ થઈ જાય છે. એની કઝા પઢવી પડશે. (દુર્રે મુખ્તાર)

## રોઝહના મસાઇલ :

**મસ્અલો :** અગર કોઈ સ્ત્રી રાત્રે પાક થઈ અને પૂરા દસ દિવસ–રાત હૈઝ આવ્યું હોય તો અગર એટલી જરાક રાત બાકી હોય કે જેમાં (ગુસલ પછી) એક વખત પણ અલ્લાહુ અકબર કહી ન શકાય તો પણ એ સવારનો રોઝો વાજિબ છે. (દુર્રે મુખ્તાર)

**મસ્અલો :** પરંતુ જો દસ દિવસથી ઓછું હૈઝ આવ્યું હોય તો અગર એટલી રાત બાકી હોય કે જલદીથી ગુસલ તો કરી શકે છે; પરંતુ ગુસલ કરવા પછી એકવાર પણ અલ્લાહુ અકબર કહી શકશે નહિ તો પણ સવારનો રોઝહ વાજિબ છે. અગર રાતનો એટલો ભાગ બાકી હતો કે તે ગુસલ કરી શકત, પરંતુ એણે ગુસલ ન કર્યું તો એ રોઝહ ન તોડે, પરંતુ એ રોઝહની નિય્યત કરી લે અને સવારે ગુસલ કરી લે.

(દુર્રે મુખ્તાર)

**મસ્અલો :** અગર રાત્રે પાક થઈ અને એટલી ઓછી રાત બાકી હતી કે ગુસલ પણ ન કરી શકે તો સવારનો રોઝહ રાખવો જાઈઝ નથી; પરંતુ દિવસના કંઈ ખાવું–પીવું પણ ઠીક નથી, બલકે આખો દિવસ રોઝહદારની જેમ જ (ભૂખી) રહે અને પાછળથી એ રોઝહની કઝા રાખી લે. (દુર્રે મુખ્તાર)

**મસ્અલો :** રમઝાન શરીફમાં દિવસના પાક થઈ તો હવે પાક થવા પછી બાકીના દિવસમાં કંઈ પણ ખાવું-પીવું મુનાસિબ નથી. સાંજ સુધી રોઝહદારની જેમ જ ભૂખ્યા રહેવું વાજિબ છે; પરંતુ એ દિવસનો રોઝહ માન્ય ગણાશે નહિ, પાછળથી એની કઝા કરવી પડશે. (શર્હે બિદાયહ)

**સમાગમના મસાઈલ :**

**મસ્અલો :** હૈઝની હાલતમાં બીવી સાથે સમાગમ કરવું હરામ છે. (દુર્રે મુખ્તાર)

**મસ્અલો :** હૈઝની હાલતમાં પોતાની બીવીને ચુંબન કરવું, એનું એઠું પાણી પીવું, એને વળગીને સૂવું, એના શરીરને ડૂંટી અને ડૂંટીના ઉપરના ભાગ પર, એ જ રીતે સાથળ અને સાથળથી નીચેના શરીરથી પોતાના શરીરને લગાડવું, ભલે વચ્ચે કોઈ પણ કપડું કે આવરણ ન હોય અને ડૂંટીથી સાથળ સુધીના શરીરના ભાગ પર વચ્ચે કપડું વગેરે મૂકીને લગાડવું જાઈઝ છે; પરંતુ જો એવી બીક હોય કે હૈઝની સ્થિતિમાં બીવીની પાસે સૂવાથી સંભોગ થઈ જશે તો જુદા સૂવું યોગ્ય છે.

પરંતુ હૈઝના લીધે નફરત કરીને બીવીથી જુદા

સૂવું અથવા એને અડકવાથી–મેળ–મેળાપ કરવાથી પણ છેટા રહેવું મકરૂહ છે. (દુર્રે મુખ્તાર)

ખાસ – [**મસ્અલો :** હૈઝની સ્થિતિમાં ઔરતનું ડૂંટી અને સાથળ વચ્ચેના ભાગને નગ્નાવસ્થામાં જોવું હરામ છે.] (દુર્રે મુખ્તાર)

**મસ્અલો :** કોઈ સ્ત્રીની માસિક આવવાની આદત પાંચ દિવસની અથવા નવ દિવસની હતી. પછી જેટલા દિવસોની ટેવ હતી, એટલા જ દિવસો લોહી આવ્યું અને પછી બંધ થઈ ગયું, તો જ્યાં સુધી એ ગુસલ ન કરી લે, ત્યાં સુધી એની સાથે સમાગમ કરવું જાઈઝ નથી. અગર ગુસલ ન કરે તો જ્યાં સુધી એક નમાઝનો સમય પસાર થઈ જાય કે એક નમાઝની કઝા એના પર વાજિબ થઈ જાય તો હવે નહાયા વગર પણ એની સાથે સંભોગ કરવું જાઈઝ થઈ જશે. એના પહેલાં સોહબત કરવું જાઈઝ નથી. (શર્હે બિદાયહ)

**સમજૂતી :** એક નમાઝનો સમય પસાર થઈ જવાનો મતલબ એ છે કે, જો કોઈ ફર્ઝ નમાઝની શરૂઆતના સમયમાં લોહી બંધ થઈ ગયું હોય તો એ નમાઝનો બાકીનો બધો જ સમય પસાર થઈ જાય અને જો કોઈ ફર્ઝ નમાઝના અંતિમ સમયમાં લોહી

બંધ થયું હોય, તો એ નમાઝનો એટલો સમય મળવો જરૂરી છે જેમાં ગુસલ કરીને એ નમાઝની નિય્યત કરવાની ગુંજાઈશ હોય, જો એનાથી પણ ઓછો સમય મળે તો પછી એના પસાર થઈ જવાનો કોઈ એઅતિબાર નથી. એના પછીની બીજી ફર્ઝ નમાઝના સમયનું પસાર થઈ જવું જરૂરી છે.

પરંતુ જો લોહી એવા સમયે બંધ થયું કે નમાઝનો સમય નથી, જેમ કે તુલૂએ આફતાબ (સૂર્યોદય)થી ઝવાલ (મધ્યાહ્‌ન) સુધીનો સમય તો એ સમયના પસાર થવાનો પણ કોઈ એઅતેબાર નથી; બલકે એના પછીના ઝોહરની નમાઝના સમયનું પસાર થવું સમાગમના હલાલ થવા માટે જરૂરી છે. (ઈલ્મુલ ફિકહ, દુર્રે મુખ્તાર)

**મસ્અલો :** અગર કોઈ સ્ત્રીની માસિક ટેવ પાંચ દિવસની હતી અને લોહી ચાર દિવસ આવીને બંધ થઈ ગયું તો ગુસલ કરીને નમાઝ પઢવી વાજિબ છે; પરંતુ જ્યાં સુધી પાંચ દિવસ પૂરા ન થાય ત્યાં સુધી સંભોગ કરવું ઠીક નથી, કદાચ લોહી ફરીથી આવે. (આલમગીરી)

**મસ્અલો :** અગર પૂરા દસ દિવસ-રાત હૈઝ આવ્યું તો જ્યારે લોહી બંધ થઈ ગયું, એ જ સમયથી

સમાગમ કરવું જાઈઝ છે. ભલે, ઔરતે ગુસલ કર્યું હોય કે ન કર્યું હોય. (શહેં બિદાયહ)

**ચોથું કારણ** : નિફાસથી પાક થવું. પ્રસુતિ પછી બાળક પેદા થવા બાદ સ્રીના આગળના ભાગમાંથી જે લોહી આવે છે એને નિફાસ કહેવાય છે.

(મરાકિલ ફલાહ, ઈલ્મુલ ફિકહ)

**મસ્અલો** : વધુમાં વધુ નિફાસની મુદ્દત ચાલીસ દિવસની છે અને ઓછાની કોઈ હદ નથી. અગર થોડીકવાર સુધી લોહી આવીને બંધ થઈ જાય તો એ પણ નિફાસ છે અને એ પણ શક્ય છે કે કોઇ સ્ત્રીને જરા પણ નિફાસ આવે. (મરાકિલ ફલાહ, ઈલ્મુલ ફિકહ)

**મસ્અલો** : નિફાસની મુદ્દતમાં ચોખ્ખી સફેદી ઉપરાંત બીજા કોઈ પણ રંગનું લોહી આવે તો તેને નિફાસ સમજવામાં આવશે.

**મસ્અલો** : નિફાસ અને હૈઝ વચ્ચે સ્ત્રી કમસે કમ પંદર દિવસ પાક રહે છે. (ઈલ્મુલ ફિકહ)

**મસ્અલો** : અગર લોહી ચાલીસ દિવસ કરતાં વધી ગયું, તો જો આ જ સર્વ પ્રથમ બાળક પેદા થયું હોય

તો એ ચાલીસ દિવસ નિફાસના જ ગણાશે અને જેટલું પણ ચાલીસ દિવસથી વધું લોહી આવે તો તે દિવસો ઈસ્તિહાઝહના ગણાશે. એટલે ચાલીસ દિવસ પછી સ્ત્રી ગુસલ કરીને નમાઝ પઢવાનું શરૂ કરી દે, લોહી બંધ થવાની રાહ ન જુએ અને જો આ પહેલું બાળક નથી; બલકે એના પૂર્વે પણ બાળક પેદા કરી ચૂકી છે અને સ્ત્રીને એના નિફાસની ટેવની ખબર છે કે કેટલા દિવસો સુધી નિફાસનું લોહી આવે છે, તો એ સંજોગોમાં જેટલા દિવસ પણ નિફાસની ટેવ હોય એટલા દિવસો નિફાસના ગણાશે અને જેટલા દિવસો આદતથી વધારેના છે તે દિવસો ઈસ્તિહાઝહના ગણાશે, જ્યારે કે લોહી ચાલીસ દિવસથી વધી જાય. (રદ્દુલ મુહતાર)

**મસ્અલો :** કોઈ સ્ત્રીની આદત ૩૦ દિવસ નિફાસ આવવાની છે; પરંતુ ૩૦ દિવસ પસાર થવા છતાં લોહી બંધ થતું નથી તો આ ટાઈમ પર ગુસલ ન કરે. જો પૂરા ૪૦ દિવસમાં લોહી બંધ થાય તો એ બધું જ નિફાસ કહેવાશે; પરંતુ એ લોહી જો ચાલીસ દિવસથી વધી જાય તો હવે ફક્ત ૩૦ દિવસ નિફાસના છે અને બાકીના દિવસો ઈસ્તિહાઝહના છે. એટલા માટે હવે તે સ્ત્રી તરત ગુસલ કરી લે અને દસ દિવસની નમાઝો છૂટી ગઈ એની કઝા કરી લે. (દુર્રે મુખ્તાર)

**મસ્અલો :** અડધું બાળક કે અડધાથી વધારે બાળક બહાર નીકળી આવ્યું; પરંતુ હજુ સંપૂર્ણ બાળક બહાર નીકળ્યું નથી, આ સમયે જે લોહી આવે તે પણ નિફાસનું જ લોહી ગણાશે અને જો અડધાથી ઓછું બાળક નીકળ્યું હોય તો એ સમયે જે લોહી પડે તે ઈસ્તિહાઝહનું લોહી છે. જો સ્ત્રીને હોશ અને ભાન બાકી હોય તો આ સમયે પણ નમાઝ પઢે, નહિતર આ સ્ત્રી ગુનેહગાર થશે. જો તેનાથી સિજદો અને રુકૂઅ ન થઈ શકે તો તે ફક્ત ઇશારાથી પણ નમાઝ પઢે; પરંતુ એ નમાઝોને તે કઝા ન કરે. હા, જો નમાઝ પઢવાથી (હલન–ચલન કરવાથી) બાળકના મરી જવાનો તેને ભય હોય તો એ નમાઝોને તેણી પછીથી કઝા કરી લે.

(આલમગીરી)

**મસ્અલો :** કોઇ સ્ત્રીનો ગર્ભ પડી ગયો (મિસ્કરેજ થઈ ગયું,) તે સમયે જો બાળકનો કોઈ અવયવ બની ગયો છે, તો એવી સ્થિતિમાં ગર્ભ પડવા પછી જે લોહી આવશે તે પણ નિફાસનું લોહી ગણાશે; પરંતુ જો કોઈ પણ પ્રકારનો અવયવ હજુ બન્યો ન હોય; બલકે ફક્ત માંસનો લોથડો જ હોય તો એના પછી જે લોહી આવે તે નિફાસનું લોહી નથી. એટલે હવે હૈઝના વિવરણ અનુસાર જો એ હૈઝ બની શકે તો એ લોહી હૈઝનું લોહી

કહેવાશે અને જો હૈઝ પણ ન બની શકે—દા. ત. ત્રણ દિવસથી ઓછું હોય અથવા પાકીના પંદર દિવસ હજુ પૂરા થયા ન હોય તો એ ઇસ્તિહાઝહ છે.

(આલમગીરી)

**મસ્અલો :** અગર છ મહિનાની અંદર-અંદર, આગળ-પાછળ બે બાળકો પેદા થાય તો નિફાસની શરૂઆત પહેલા બાળકના જન્મથી જ ગણાશે. દા. ત. બીજું બાળક દસ-વીસ દિવસ કે એક-બે મહિના પછી પેદા થાય, તો નિફાસનો હિસાબ પહેલા બાળકથી જ કરાશે. બીજા બાળકના જન્મ પછીથી નિફાસનો હિસાબ નહીં ગણાશે. (શર્હે તન્વીર-ઝુબ્દતુલ ફિકહ)

**મસ્અલો :** અગર બે બાળકો પેદા થાય અને બન્નેના જન્મમાં છ મહિના કે એનાથી વધુ અંતર હોય અને બન્ને બાળકો પછી લોહી આવે તો એ બન્ને લોહી અલગ-અલગ બે નિફાસના લોહી સમજાશે.

(ઈલ્મુલ ફિકહ)

**મસ્અલો :** અગર કોઈ બાળકના બધા જ અવયવો કપાઈને ટૂકડે ટૂકડા નીકળે તો એના વધુ ભાગના અવયવો નીકળી ગયા પછી જે લોહી આવે તે પણ નિફાસ છે. (ઈલ્મુલ ફિકહ)

**મસ્અલો :** અગર એક–બે મહિનાનો ગર્ભ પડી જાય અને ગંઠિત લોહી કે માંસના ટૂકડા વગર કંઈ ન નીકળે તો એના પછી જે લોહી આવે તે નિફાસ નથી. (દુર્રે મુખ્તાર)

**મસ્અલો :** અગર કોઈ સ્રીને ઓપરેશન દ્વારા બચ્ચું પેદા કરવામાં આવે અને લોહી ઓપરેશનની જગ્યાએથી નીકળે, આગળના ભાગમાંથી બિલકુલ ન નીકળે, તો એ લોહી નિફાસનું કહેવાશે નહિ અને જો આગળના ભાગમાંથી પણ લોહી બરાબર આવે તો એ નિફાસનું ગણાશે. (બહરુર્રાઈક)

**નિફાસના અહકામ :**

**મસ્અલો :** નિફાસના સમયમાં નમાઝ બિલકુલ માફ છે; પરંતુ રોઝહ માફ નથી. રોઝહની કઝા કરવી વાજિબ છે. (શર્હે તન્વીર) નમાઝ, રોઝહ, સમાગમના અહકામ નિફાસમાં પણ એ જ છે, જે હૈઝના વિભાગમાં લખવામાં આવ્યા છે. જરૂરત વખતે ત્યાં જ જોઈ લેવામાં આવે.

**મસ્અલો :** અગર ચાલીસ દિવસ પહેલાં નિફાસનું લોહી બંધ થઈ જાય તો તાત્કાલિક ગુસલ કરીને નમાઝ

પઢવાનું શરૂ કરી દે અને જો ગુસલ કરવાથી નુકસાન થાય એમ હોય તો તયમ્મુમ કરીને પણ નમાઝ પઢે; પરંતુ કોઈ પણ નમાઝ જાણી જોઈને કઝા ન થવા દે. (દુર્રે મુખ્તાર)

**મસ્અલો :** બાળકના જન્મ પછી કોઈને જરા ય લોહી ન આવે તો પણ પ્રસુતિ પછી ગુસલ કરવું વાજિબ છે. (શર્હે તન્વીર)

**હૈઝ-નિફાસના સંયુક્ત અહકામ :**

**મસ્અલો :** હૈઝ-નિફાસની સ્થિતિમાં કુરઆને મજીદ પઢવું તથા અડકવું નાજાઈઝ છે, પરંતુ જો કુરઆને કરીમ જુઝદાન કે રૂમાલ–કપડામાં લપેટાયેલું હોય અથવા એના પર કપડાની થેલી કે પ્લાસ્ટિકનું કવર ચઢાવેલું હોય અને એ કપડું કે પ્લાસ્ટિક કુરઆન શરીફના પુઠા સાથે સીવેલું ન હોય કે જેને ઉતારવા માંગો તો સરળતાથી ઉતારી શકતા હોય, એવી સ્થિતિમાં કુરઆન શરીફને અડકવું–ઉઠાવવું જાઈઝ છે. (શર્હે બિદાયહ)

**મસ્અલો :** જે રૂપિયાના સિક્કા, પૈસા, વાટકી, પ્લેટ અને તાવીઝ કે કોઈ પણ વસ્તુ પર કુરઆને કરીમની કોઈ પણ આયત લખેલી હોય એવી વસ્તુને

પણ હૈઝ–નિફાસની હાલતમાં અડકવું જાઈઝ નથી; પરંતુ જો એ વસ્તુ કોઈ થેલી કે વાસણમાં હોય તો થેલી કે વાસણને ઉઠાવવું–અડકવું જાઈઝ છે. એવી જ રીતે કોઈ પાક કપડાં, ઓઢણી–રૂમાલ વગેરેથી એને પકડવું–ઉઠાવવું જાઈઝ છે. (શર્હે બિદાયહ)

**મસ્અલો** : કૂરતાના પાલવ કે દુપટ્ટા (ઓઢણી)ના પાલવથી પણ કુરઆને પાક ઉઠાવવું–પકડવું યોગ્ય નથી; અલબત્ત, શરીરથી જુદું કોઈ કપડું હોય, જેમ કે રૂમાલ વગેરે તો એનાથી પકડવું જાઈઝ છે. (બેહિશ્તી ઝેવર)

**મસ્અલો** : અગર કુરઆન શરીફની આખી આયત ન પઢે; પરંતુ આયતનો કોઈ એક શબ્દ કે અડધી આયત પઢે તો એ પઢવું જાઈઝ છે; પરંતુ એ અડધી આયત એટલી મોટી ન હોય કે કોઈ નાની આયત બરાબર થઈ જાય. (બેહિશ્તી ઝેવર)

**મસ્અલો** : અગર અલ્હમ્દુ શરીફની આખી સૂરત દુઆની નિય્યતથી પઢે અથવા બીજી દુઆઓ, જે કુર્આને મજીદમાં છે, એમને દુઆની નિય્યતથી પઢે, તિલાવતના ઈરાદાથી ન પઢે, તો એવું પઢવું જાઈઝ છે. એમાં કોઈ ગુનોહ નથી. જેમ કે રબ્બના આતિના ફિદ્દુન્યા હસનહ....રબ્બના ઝલમ્ના. (રદ્દુલ મુહતાર)

**મસ્અલો :** હૈઝ–નિફાસની સ્થિતિમાં દુઆએ કુનૂત પઢવું જાઈઝ છે. (આલમગીરી)

**મસ્અલો :** હૈઝ–નિફાસની હાલતમાં કલિમહ, દુરૂદ શરીફ, ઝિક્ર–અઝકાર, ઈસ્તિગફાર અને કોઈ પણ વઝીફહ પઢવું બધું જ જાઈઝ છે. કોઈ મનાઈ નથી. (શહેં તન્વીર)

[**મસ્અલો :** હૈઝના દિવસોમાં મુસ્તહબ એ છે કે દરેક નમાઝના સમયે વુઝૂ કરીને કોઈ પાક જગ્યાએ થોડી વાર બેસીને અલ્લાહનો ઝિક્ર કરી લેવો જોઈએ, જેથી નમાઝ પઢવાની આદત છૂટી ન જાય અને પાક થયા પછી નમાઝ પઢવાથી જીવ ન ગભરાય.]
(હિન્દિયહ)

**મસ્અલો :** કોઈ પણ ઔરતને નહાવાની હાજત હતી અને હજુ ગુસલ કરવા પામી ન હતી કે હૈઝ શરૂ થઈ ગયું, તો હવે એના શિરે નહાવું વાજિબ નથી; બલ્કે હૈઝથી પાક થવા પછી નહાઈ લે. એક જ ગુસલ બન્ને નાપાકી માટે પૂરતું છે. (બહરુર્રાઈક)

**મસ્અલો :** સ્રીઓને હૈઝ–નિફાસના સમયે પોતાના ખાસ અવયવમાં રૂ કે કપડું મૂકવું સુન્નત છે, કુંવારી

હોય કે પરિણીતા. જે પરિણીતા છે તેમણે હૈઝ-નિફાસ વગર પણ પેડ (ગાદી) મૂકવું મુસ્તહબ છે. (ઈલ્મુલ ફિકહ)

## ઇસ્તિહાઝહનું બયાન :

**ઇસ્તિહાઝહ** : તે લોહીને કહેવામાં આવે છે, જે હૈઝ અને નિફાસની વર્ણવેલી સમજુતી વિરુદ્ધ આવે. દા. ત. હૈઝમાં ત્રણ દિવસથી ઓછું કે દસ દિવસથી વધારે આવનાર લોહી હૈઝ (માસિક) નહિ, પરંતુ ઈસ્તિહાઝહ છે અને નિફાસમાં ચાલીસ દિવસથી વધારે આવનાર લોહી ઈસ્તિહાઝહ કહેવાય છે. (રદ્દે મુહતાર)

**મસ્અલો** : નવ વર્ષથી ઓછી ઉંમરની કિશોરીને જો લોહી આવે તો એ હૈઝ નહિ, પરંતુ ઈસ્તિહાઝહ કહેવાશે. પછી તે ત્રણ દિવસ-રાતથી વધુ આવે કે ઓછું. (દુર્રે મુખ્તાર)

**મસ્અલો** : પુખ્ત વયની સ્રીને જે લોહી ત્રણ દિવસ-રાતથી ઓછું અથવા દસ દિવસ-રાતથી વધારે આવે તે પણ ઈસ્તિહાઝહ છે. હૈઝ નથી. (દુર્રે મુખ્તાર)

**મસ્અલો** : ૫૫ વર્ષ અથવા એનાથી વધારે ઉંમરવાળી સ્રીને જે લોહી આવે અને તે બિલકુલ લાલ

અથવા લાલાશ પડતું કાળું ન હોય તો એ પણ ઈસ્તિહાઝહ છે, હૈઝ નથી. (દુર્રે મુખ્તાર)

**મસ્અલો :** સગર્ભા સ્રીને ગર્ભાવસ્થામાં જે લોહી આવે તે ઈસ્તિહાઝહ છે.

**મસ્અલો :** આદતવાળી સ્રીને એની આદતથી વધારે દિવસ સુધી લોહી આવે અને એ દસ દિવસથી વધી જાય તો એ પણ ઈસ્તિહાઝહ છે, હૈઝ નથી. (દુર્રે મુખ્તાર)

દા. ત. કોઈ સ્રીને પાંચ દિવસ હૈઝ આવવાની આદત છે પછી એને અગિયાર દિવસો સુધી લોહી આવ્યું તો જેટલા પ્રમાણમાં એની આદતથી વધી ગયું, અર્થાત છ દિવસ એ બધું ઈસ્તિહાઝહ છે.

**મસ્અલો :** પાછળના ભાગથી જે લોહી પડે એ હૈઝ નહિ, ઈસ્તિહાઝહ છે; પરંતુ એ સ્થિતિમાં પણ ગુસલ કરી લેવું મુસ્તહબ છે. (આલમગીરી)

**મસ્અલો :** અગર કોઈ સ્રીને દસ દિવસ–રાત હૈઝ આવીને બંધ થઈ જાય છે અને પંદર દિવસથી ઓછું બંધ રહે ત્યાર બાદ ફરી લોહી આવે તો એ

બીજું લોહી ઈસ્તિહાઝહ છે, હૈઝ નથી. કારણ કે બે હૈઝ વચ્ચે ઓછામાં ઓછા પંદર દિવસનું અંતર હોવુ જરૂરી છે. (દુર્રે મુખ્તાર)

**મસ્અલો** : જન્મ સમયે અડધાથી વધુ બાળક બહાર નીકળવા પહેલાં જો લોહી આવી જાય તો એ ઈસ્તિહાઝહ છે–નિફાસ નથી; પરંતુ અડધાથી વધુ બાળક બહાર નીકળી ગયા બાદ જે લોહી આવે તે નિફાસ છે. (દુર્રે મુખ્તાર)

**મસ્અલો** : ૪૦ દિવસ નિફાસ આવીને બંધ થઈ જાય અને પંદરથી ઓછા દિવસ બંધ રહે પછી ફરીથી લોહી આવી જાય તો આ બીજું લોહી ઈસ્તિહાઝહ છે, હૈઝ નથી. કારણ કે નિફાસ બંધ થયા પછી ઓછામાં ઓછું ૧૫ દિવસ હૈઝ નથી આવતું. (દુર્રે મુખ્તાર)

**મસ્અલો** : કોઈ સ્ત્રીને બાળક જન્મવા પછી ૪૦ દિવસથી વધુ લોહી આવે તો અગર ઔરતની આદત નક્કી ન હોય તો ચાલીસ દિવસથી જેટલા પણ દિવસો વધુ હશે તે ઈસ્તિહાઝહ છે, નિફાસ નથી; પરંતુ એની આદત નક્કી હોય તો જેટલાં પણ દિવસો એની આદતથી વધારેના હોય તે બધાં જ ઈસ્તિહાઝહ છે. (દુર્રે મુખ્તાર)

દા. ત. (૧) જે સ્ત્રીની કોઈ આદત નક્કી ન હોય અને ૪૧ દિવસ સુધી લોહી આવ્યું તો ૪૦ દિવસ નિફાસના અને એક દિવસ ઈસ્તિહાઝહનો ગણાશે.

(૨) જે સ્ત્રીને વીસ દિવસ નિફાસની આદત છે અને એને જો ૪૧ દિવસ સુધી લોહી આવે તો વીસ દિવસ નિફાસના અને એકવીસ દિવસ ઈસ્તિહાઝહના છે.

**મસ્અલો :** જે સ્ત્રીને બે બાળકો જન્મે અને બન્નેમાં છ મહિનાથી ઓછું અંતર હોય અને બીજું બાળક ૪૦ દિવસ પછી પેદા થાય તો જે લોહી બીજા બાળક પછી આવે તે ઈસ્તિહાઝહ છે, નિફાસ નથી. (શામી)

**ઈસ્તિહાઝહનો હુકમ :**

ઈસ્તિહાઝહના લોહીનો હુકમ મા'ઝૂર (મજબૂર વ્યક્તિ)ની જેમ છે.

અગર કોઈ સ્ત્રીને ઈસ્તિહાઝહનું લોહી ચાલુ હોય અને એક ફર્ઝ નમાઝના પૂરા સમયમાં બરાબર એવી રીતે ચાલુ રહે કે ઔરતને એટલો સમય ન મળે કે જેમાં લોહી બંધ રહે અને તે વુઝૂ કરીને એ સમયની નમાઝ અદા કરી લે, જ્યારે એવી રીતે સતત લોહી આવતું રહે તો એવી સ્ત્રી મા'ઝૂર છે.

પરંતુ જો સ્ત્રીને એટલો સમય મળી જાય કે તે પાકીની સાથે એ સમયની નમાઝ પઢી લે, એ દરમિયાન લોહી ન આવે તો એવી સ્ત્રી શરઇ દૃષ્ટિએ મા'ઝૂરના હુકમમાં નથી. એના શિરે મા'ઝૂરના અહકામ લાગુ પડશે નહિ, પરંતુ તંદુરસ્તોના અહકામ ચાલુ થશે. જે અહકામ તંદુરસ્ત લોકોના છે તે જ એના પણ હશે.

ઉલ્લેખ કરેલ સમજુતી મુજબ એક વખતે સ્ત્રીના મા'ઝૂર હોવા પછી પાછળથી એ ઉઝ્રના બાકી રહેવા માટે સતત લોહીનું ચાલું રહેવું જરૂરી નથી, બલકે દરેક ફર્ઝ નમાઝના સમયે ઓછામાં ઓછું એક વખત લોહી આવી જાય તો પણ ઔરતના મા'ઝૂર રહેવા માટે પૂરતું છે અને જ્યારે કોઈ ફર્ઝ નમાઝનો આખો સમય એવી રીતે પસાર થઈ જાય કે એમાં એકવાર પણ લોહી ન પડ્યું તો પછી એવી સ્ત્રી મા'ઝૂરના હુકમમાં રહેશે નહિ, તંદુરસ્તોના હુકમમાં આવી જશે. (દુર્રે મુખ્તાર)

**મસ્અલો :** ઈસ્તિહાઝહની સ્થિતિમાં નમાઝ, રોઝહ ચાહે તે નફલ જ કેમ ન હોય–નિષિદ્ધ (મમ્નૂઅ) નથી અને એવી સ્ત્રી સાથે સમાગમ કરવાની પણ મનાઈ નથી. માટે ઈસ્તિહાઝહવાળી સ્ત્રીએ નમાઝ પઢવી જોઈએ અને રોઝા પણ રાખવા જોઈએ. (બહરુર્રાઈક)

**મસ્અલો :** ઈસ્તિહાઝહવાળી સ્ત્રીએ કુરઆને મજીદની તિલાવત કરવી, વુઝૂની હાલતમાં એને અડકવું, મસ્જિદમાં જવું, બયતુલ્લાહનો તવાફ કરવો, બધું જ જાઈઝ છે. જ્યારે કે મસ્જિદના ખરડાઈ જવાનો ભય ન હોય. (ઝુબ્દતુલ ફિક્હ)

**મસ્અલો :** ઈસ્તિહાઝહવાળી સ્રી દરેક ફર્ઝ નમાઝ માટે નવું વુઝૂ કરે, જ્યાં સુધી એ નમાઝનો સમય બાકી રહેશે, ત્યાં સુધી એનું વુઝૂ પણ બાકી રહેશે, એ શર્તે કે વુઝૂ તોડનાર કોઈ બીજી વસ્તુ દરમિયાનમાં ન આવે (જેમ કે હવા નીકળવી, ઊલટી થવી વગેરે) તે સ્રી એક જ વુઝૂથી એ ફર્ઝ નમાઝના સમય દરમિયાન જેટલી પણ બીજી ફર્ઝ, વાજિબ, સુન્નત કે નફલ નમાઝો અને કઝા નમાઝો પઢવા ચાહે, પઢી શકે છે; પરંતુ જ્યારે એ સમય પસાર થઈ જાય અને બીજી નમાઝનો વખત શરૂ થઈ જાય તો ફરીથી વુઝૂ કરવું જોઈએ. (દુર્રે મુખ્તાર)

**મસ્અલો :** ઈસ્તિહાઝહવાળી સ્રીએ અગર ફજર વખતે વુઝૂ કર્યું તો સૂર્યોદય પછી એ જ વુઝૂથી કોઈ પણ નમાઝ પઢી શકતી નથી. એણે સૂર્યોદય પછી ફરીથી બીજું વુઝૂ કરવું જોઈએ. એવી જ રીતે અગર સૂર્ય

નીકળયા પછી વુઝૂ કર્યું હોય તો એ જ વુઝૂથી ઝોહરની નમાઝ પઢવી જાઈઝ છે. ઝોહર વખતે નવું વુઝૂ કરવાની જરૂર નથી; પરંતુ જ્યારે અસરનો સમય આવી જશે તો હવે નવેસરથી વુઝૂ કરવું પડશે; પરંતુ દરમિયાનમાં કોઈ બીજા કારણે વુઝૂ તૂટી જાય તો ફરીથી વુઝૂ કરવું જરૂરી છે. (હિદાયહ–દુર્રે મુખ્તાર)

**મસ્અલો :** ઈસ્તિહાઝહવાળી સ્ત્રીએ વુઝૂ કરીને નફલ નમાઝ શરૂ કરી દીધી, જ્યારે એક રકાત પઢી તો નમાઝનો સમય નીકળી ગયો તો હવે એ નમાઝ ફાસિદ થઈ જશે અને એહતિયાતના લીધે કઝા વાજિબ છે. (આલમગીરી)

## નીચેના સંજોગોમાં ગુસલ કરવું ફર્ઝ નથી :

**મસ્અલો :** વીર્ય જો પોતાની જગ્યાએથી શહવત સહિત છૂટું ન પડે તો ભલે, ગુપ્તાંગમાંથી બહાર નીકળી આવે તો પણ ગુસલ ફર્ઝ નથી થતું. દા. ત. કોઇ વ્યક્તિએ વજનદાર વસ્તુ ઊંચકી અથવા કોઇ ઊંચા સ્થળ પરથી પડી ગયો અથવા કોઈએ એને માર્યો અને એના આઘાતથી એનું વીર્ય વગર શહવતે (જોશ વગર) બહાર નીકળી આવે તો એના પર ગુસલ ફર્ઝ નથી, કારણ કે એ બીમારીના હુકમમાં છે. (દુર્રે મુખ્તાર)

**મસ્અલો :** અગર કોઈ મર્દ કોઈ નાબાલિગ છોકરી સાથે સહશયન (હમબિસ્તરી) કરે તો એના પર ગુસલ ફર્ઝ નથી, એ શર્તે કે એનું વીર્ય ન નીકળે અને એ છોકરી એટલી નાની ઉંમરની હોય કે એની સાથે સંભોગ કરવામાં ખાસ ભાગ અને સંયુક્ત ભાગના મળી જવાનો ભય હોય. જો કે આવું કરવું એ અત્યાચાર છે અને ઘણો મહાન ગુનોહ છે; પરંતુ જો કોઈ ઝાલિમ આવું કરી બેસે તો એનું વીર્ય નીકળે તો જ એના પર ગુસલ ફર્ઝ થશે, નહિતર ગુસલ ફર્ઝ નહિં થાય, કારણ કે એ સંભોગનું ખરું સ્થાન નથી. (દુર્રે મુખ્તાર)

**મસ્અલો :** અગર કોઈ પુરુષ પોતાના ગુપ્તાંગનો આગળનો થોડોક જ ભાગ દાખલ કરે અને હજુ વીર્ય નીકળ્યું ન હોય તો પણ એના પર ગુસલ ફર્ઝ થશે નહિ, કારણ કે હજુ તે બહારના જ હુકમમાં ગણાશે. (દુર્રે મુખ્તાર)

**મસ્અલો :** 'મઝી' અને 'વદી' નીકળવાથી ગુસલ ફર્ઝ થતું નથી. (દુર્રે મુખ્તાર)

**મસ્અલો :** અગર કોઈ વ્યક્તિને વીર્ય ખારિજ થયા કરવાની બીમારી હોય જેવી રીતે કે જિરયાન

(લોહી ચાલુ રહેવાની) બીમારી હોય છે તો એના શિરે પણ વીર્ય નીકળવાથી ગુસલ ફર્ઝ થશે નહિ.

(દુર્રે મુખ્તાર)

## ગુસલ ફર્ઝ ન થવાના બીજા છ (૬) સંજોગો :

ઊંઘથી જાગ્યા પછી કપડા પર ભીનાશ માલમ પડે તો એવી સ્થિતિમાં નીચેના સંજોગોમાં ઈમામ અબૂ યૂસુફ (રહ.)ના મત પ્રમાણે ગુસલ ફર્ઝ થતું નથી.

(૧) વિશ્વાસ હોય કે મઝી છે અને સ્વપ્નદોષ યાદ ન હોય.

(૨) શંકા હોય કે એ વીર્ય છે કે વદી છે અને સ્વપ્નદોષ યાદ ન હોય.

(૩) શંકા હોય કે એ વદી છે કે મઝી અને સ્વપ્નદોષ યાદ ન હોય.

(૪) વિશ્વાસ થઈ જાય કે એ વદી છે અને સ્વપ્નદોષ યાદ હોય.

(૫) વિશ્વાસ થઈ જાય કે એ વદી છે અને સ્વપ્નદોષ યાદ ન હોય.

(૬) શંકા હોય કે એ વીર્ય છે, મઝી છે કે વદી અને સ્વપ્નદોષ યાદ ન હોય. (શામી)

ઉપરોક્ત સંજોગોમાંથી પ્રથમ, બીજી અને છઠ્ઠી સૂરતમાં સાવચેતીરૂપે ગુસલ કરી લેવું વાજિબ છે. (શકય છે કે તે વીર્યની જ ભીનાશ હોય એટલે) જો તે ગુસલ નહિ કરે તો એની નમાઝ અદા થશે નહિ અને તે સખ્ત ગુનેહગાર થશે, કારણ કે એ સંજોગોમાં હઝરત ઈમામ અબૂ હનીફહ, હઝરત ઈમામ મુહમ્મદ અને હઝરત ઇમામ અબૂ યૂસુફ (રહમતુલ્લાહિ અલયહિમ અજમઇન) વચ્ચે મતભેદ છે. હઝરત ઈમામ અબૂ યૂસુફ (રહ.)એ એ સંજોગોમાં પણ (શંકાનો લાભ આપીને) ગુસલ વાજિબ નથી ઠેરવ્યું; પરંતુ હઝરત ઈમામ અબૂ હનીફહ (રહ.) તથા ઈમામ મુહમ્મદ (રહ.)ના મત મુજબ એ સંજોગોમાં પણ ગુસલ વાજિબ છે અને એમના મત ઉપર જ ફત્વો છે કે ગુસલ કરી જ લેવું જોઈએ.

**મસ્અલો :** અગર કોઈ વ્યક્તિ સ્વપ્નમાં વીર્ય પડતું જુએ અને વીર્ય ખારિજ થવાની મઝા પણ અનુભવે; પરંતુ જાગ્યા પછી એના કપડાં પર કોઈ પણ ભીનાશ નથી જણાતી તો એના પર ગુસલ ફર્ઝ થશે નહિ. (હિદાયહ)

**હદષે અકબર (મોટી નાપાકી)ના ખાસ અહકામ :**

**મસ્અલો :** જ્યારે કોઈના પર ગુસલ ફર્ઝ થઈ જાય તો એ સ્થિતિમાં એણે મસ્જિદમાં દાખલ થવું હરામ છે; પરંતુ કોઇને ખાસ જરૂરત હોય, જેમ કે કોઈના ઘરનો દરવાજો જ મસ્જિદમાં હોય અને એને ત્યાંથી નીકળવા માટે એના ઘરમાં બીજો કોઈ દરવાજો જ ન હોય અને એ માણસ બીજી કોઇ જગ્યાએ રહી શકતો પણ ન હોય તો આ સ્થિતિમાં એના માટે તયમ્મુમ કર્યા પછી મસ્જિદમાં દાખલ થવું જાઈઝ છે; અગર કોઇ મુઅઝ્ઝિનના રૂમનું બારણું મસ્જિદની અંદર જ હોય તો એના માટે પણ મજબૂરીના કારણે એ જ હુકમ છે કે તયમ્મુમ કરીને મસ્જિદની બહાર આવી જાય અથવા કોઈ મસ્જિદમાં પાણીનું ઝરણું, કૂવો કે હૌઝ વગેરે હોય અને એ સિવાય કોઈ જગ્યાએ પણ પાણી ન હોય તો એના માટે મસ્જિદમાં તયમ્મુમ કરીને જવું જાઈઝ છે. (દુર્રે મુખ્તાર)

**મસ્અલો :** નાપાકીની હાલતમાં ઇદગાહ, ખાનકાહ અને મદ્રસામાં જવું જાઈઝ છે. (દુર્રે મુખ્તાર)

**મસ્અલો :** અગર મસ્જિદમાં સૂવા પછી જો કોઇ માણસને સ્વપ્નદોષ થઇ જાય અથવા બીજા કોઇ કારણથી

ઈહતિલામ થઈ જાય તો તરત જ એ માણસે તયમ્મુમ કરીને મસ્જિદની બહાર નીકળી જવું જોઈએ; પરંતુ તેને કોઈ સખત મજબૂરી હોય—જેમ કે કોઈ શત્રુનો ભય હોય (બહાર નીકળવાથી) તો પછી મસ્જિદમાં થોભવા માટે પણ તેણે તયમ્મુમ કરવું વાજિબ છે. (દુર્રે મુખ્તાર)

**મસ્અલો :** હૈઝ અને નિફાસની હાલતમાં સ્ત્રીનું ડૂંટીથી લઇને જાંઘ સુધીના શરીરને જોવું તેમજ નગ્નાવસ્થામાં સ્ત્રીના એ ભાગ સાથે પોતાના શરીરનો મેળાપ કરવો—જ્યારે કે કોઈ કપડું દરમિયાનમાં ન હોય તેમજ એની સાથે સંભોગ કરવું હરામ છે.

(દુર્રે મુખ્તાર)

**મસ્અલો :** હૈઝ અને નિફાસની હાલતમાં સ્ત્રીને ચુંબન કરવું અને એનું એઠું પાણી કે કોઈ પણ વસ્તુ પીવી, સ્ત્રી સાથે વીંટળાઈને સૂવું અને એના શરીરના ડૂંટીથી ઉપરના ભાગ તથા ઘૂંટણથી નીચેના ભાગ સાથે પોતાનું શરીર મેળવવું—વચમાં કપડું મૂકયા વગર પણ જાઇઝ છે. (સ્ત્રીના ડૂંટીથી લઇને ઘૂંટણ સુધીના ભાગ પર કપડું મૂકીને પોતાનું શરીર મેળવી શકાય છે;) પરંતુ એવો ભય હોય કે હૈઝ અને નિફાસની હાલતમાં સ્ત્રી સાથે સૂવાથી સંભોગ થઈ જશે તો એવી હાલતમાં

તેનાથી અલગ સૂવું જ બેહતર છે; પરંતુ હૈઝના કારણે મરદે પોતાની ઔરત સાથે નફરત કરીને તેની સાથે ઘૃણાસ્પદ વર્તાવ કરવો અને એના શરીર સાથે મેળાપ કરવાથી પણ દૂર રહેવું મકરૂહ છે. (દુર્રે મુખ્તાર)

**મસ્અલો :** જ્યારે કોઈના ઉપર ગુસલ ફર્ઝ થઈ જાય તો એના માટે એ નાપાકીની હાલતમાં કુરઆને મજીદને પકડવું તથા તેણે કુરઆને મજીદની તિલાવત કરવી હરામ છે. ભલે, ચાહે એક આયતથી ઓછી કેમ ન હોય; અલબત્ત, કુરઆને મજીદની એવી આયતે કરીમા કે, જેમાં દુઆ હોય કે **અલ્લાહ** તઆલાના વખાણ હોય— આવી આયતે કરીમાને દુઆની નિય્યતથી પઢવી જાઈઝ છે. દા. ત. કોઇ સૂરએ ફાતિહા તથા રબ્બના આતિના.... વગેરેને દુઆની નિય્યતથી પઢે તો એ પઢવું જાઈઝ છે. (દુર્રે મુખ્તાર)

**મસ્અલો :** અગર કોઈ મર્દ ઊંઘમાંથી ઊઠીને પોતાના ગુપ્તાંગ પર ભીનાશ જોઈ અને સૂવા પહેલાં એનો એ વિશેષ અવયવ ઉત્તેજિત હોય તો એના પર ગુસલ ફર્ઝ થશે નહિ અને એ ભીનાશ 'મઝી'ની સમજવામાં આવશે. જ્યારે કે એને સ્વપ્નદોષ યાદ ન હોય અને એ ભીનાશના વીર્ય હોવાની કલ્પના ન હોય

અને જો જાંઘ કે કપડા પર પણ ભીનાશ હોય તો એ વીર્ય ગણાશે એના ઉપર ગુસલ વાજિબ થઈ જશે.

(કબીરી)

**મસ્અલો :** અગર બે મર્દો કે બે સ્ત્રીઓ અથવા એક મર્દ અને એક સ્ત્રી એક જ બિસ્તરા પર સૂતેલાં હતાં. એમણે ઊઠયા પછી એ બેડ પર વીર્યનું ચિહ્‌ન જોયું, પરંતુ કોઈ પણ રીતે માલૂમ નથી પડતું કે એ વીર્યની ભીનાશ એમાંથી કોની છે. એ બિસ્તર પર એમના પહેલાં કોઈ સૂતેલું પણ ન હતું એ સંજોગોમાં એ બંને પર ગુસલ ફર્ઝ થઈ જશે, પરંતુ જો એમના અગાઉ કોઈ બીજો પણ એ જ બિસ્તરા પર સૂઈ ચૂકેલો હતો અને એ વીર્યનું નિશાન પણ સૂકાઈ ગયું છે તો પછી એ બન્નેમાંથી કોઈના ઉપર પણ ગુસલ ફર્ઝ થશે નહિ.

(દુર્રે મુખ્તાર)

**નીચેના સંજોગોમાં ગુસલ વાજિબ છે :**

(૧) અગર કોઈ કાફિર ઈસ્લામનો સ્વીકાર કરે અને કુફ્રની હાલતમાં એને જનાબત થયું હોય અને હજુ એણે ગુસલ કર્યું ન હોય અથવા સ્નાન કર્યું તો હોય, પરંતુ શરઈ રીતે બરાબર ગુસલ ન કર્યું હોય, દા. ત. કોગળા બરાબર ન કર્યા હોય, નાકમાં પાણી

ન નાખ્યું હોય તો એના માટે ઈસ્લામનો સ્વીકાર કર્યા પછી ગુસલ કરવું વાજિબ છે. (શર્હે તન્વીર)

(૨) અગર કોઈ યુવાન પંદર વર્ષની ઉંમર પહેલાં જ બાલિગ (પુખ્ત વયનો) થઈ ગયો હોય અને એને પ્રથમ વાર સ્વપ્નદોષ થાય તો એના પર સાવચેતીરૂપે ગુસલ વાજિબ થઈ જશે અને એના પછી જો બીજી વાર ઈહતિલામ થાય કે ૧૫ વર્ષની ઉંમર પછી સ્વપ્નદોષ થાય તો એના પર ગુસલ ફર્ઝ છે. (શર્હે તન્વીર)

(૩) મુસ્લિમના મૃતદેહને નવડાવવું મુસ્લિમો પર ફર્ઝે કિફાયહ છે. (દુર્રે મુખ્તાર)

## એ સંજોગોમાં ગુસલ મસ્નૂન છે :

(૧) જુમ્અહના દિવસે ફજરની નમાઝ પછીથી જુમ્અહની નમાઝ સુધી એવા લોકો માટે ગુસલ કરવું સુન્નત છે, જેમના પર જુમ્અહની નમાઝ ફર્ઝ છે.

(૨) બન્ને ઈદના દિવસે ફજર પછી એવા લોકો માટે ગુસલ કરવું સુન્નત છે, જેમના પર ઇંદની નમાઝ વાજિબ છે.

(૩) હજ અને ઉમરહનો એહરામ બાંધવા પહેલાં ગુસલ કરવું સુન્નત છે.

(૪) હાજીઓ માટે અરફહ (નવમી ઝિલહજ્જ)ના ઝવાલ પછી ગુસલ કરવું સુન્નત છે. (દુર્રે મુખ્તાર)

**એ સંજોગોમાં ગુસલ કરવું મુસ્તહબ છે :**

(૧) ઇસ્લામનો સ્વીકાર કરવા પહેલાં ગુસલ કરવું મુસ્તહબ છે, જ્યારે કે જનાબતથી પાક હોય. (હિન્દિય્યહ)

(૨) જ્યારે કોઈ કિશોર કે કિશોરી ૧૫ વર્ષના થઈ જાય અને ત્યાં સુધી યુવાનીનું કોઇ પણ ચિહ્ન એના પર જોવા ન મળે તો એણે ગુસલ કરી લેવું મુસ્તહબ છે. (શર્હે તન્વીર)

(૩) સેંગી (પછના) લગાડવા પછી તેમજ પાગલપણું, અસ્થિરતા, બેભાન અવસ્થા દૂર થઈ ગયા પછી ગુસલ કરવું મુસ્તહબ છે.

(૪) મય્યિતને ગુસલ દીધા પછી ગુસલ આપનારે પોતે ગુસલ કરી લેવું મુસ્તહબ છે.

(૫) શબે બરાત (૧૫ શાબાન)

(૬) શબે કદ્ર (૨૭ રમઝાન) વગેરેની રાત્રીઓમાં એવી વ્યક્તિ માટે ગુસલ કરવું મુસ્તહબ છે જેમને માલમ પડી જાય કે કઈ રાત શબે કદ્રની છે અને એ વ્યક્તિ એઅતિકાફમાં ન બેઠી હોય.

(૭) મદીનહ મુનવ્વરહમાં દાખલ થવા પહેલાં.

(૮) મુઝદલિફહમાં થોભવા માટે દસમી ઝિલહજ્જના સુબ્હે સાદિક પછી.

(૯) હજના તવાફે ઝિયારત માટે.

(૧૦) મીનામાં જમરાતને કાંકરીઓ મારવા પહેલાં.

(૧૧) કુસૂફ, ખુસૂફ (સૂર્યગ્રહણ, ચંદ્રગ્રહણ) અને ઈસ્તિસ્કાની નમાઝ પઢવા પહેલાં.

(૧૨) દુશ્મનો–આફતોના ભયની નમાઝો માટે.

(૧૩) કોઈ ગુનાહથી તૌબા કરવા માટે.

(૧૪) પ્રવાસથી પાછા ફરનારે, વતનમાં પાછા આવ્યા પછી.

(૧૫) પબ્લિક મજલિસ (સંમેલન) વગેરેમાં જવા માટે કે નવા કપડાં પહેરવા પહેલાં.

(૧૬) જેને ફાંસીની શિક્ષા આપવામાં આવી હોય અને જો રજા મળે તો પહેલાં ગુસલ કરે.
(નંબર ૩ થી નંબર ૧૪ સુધીના મુસ્તહબ્બાત દુર્રે મુખ્તારમાંથી છે.)

**સમાગમ પછી ગુસલ કરવાની ફઝીલત :**

હઝરત અનસ (રદિ.)થી એક લાંબી હદીષ શરીફમાં રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એમને ફરમાવ્યું : "હે અનસ ! અગર તું જનાબતનું (સંભોગ પછીનું) ગુસલ ઘણી જ ખૂબીથી કરીશ તો નઃશિંક નહાવાની જગ્યાએથી એવી રીતે છૂટો પડશે કે કોઈ ગુનાહ તારા ઉપર બાકી રહેશે નહિ." (ગુનાહથી અહીં નાના ગુનાહ મુરાદ છે)

હઝરત અનસ (રદિ.)એ વિનંતી ફરમાવી કે, "યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! ખૂબીની સાથે ગુસલ કેવી રીતે કરવામાં આવે છે ? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : વાળના સૂળિયાંને (બરાબર) ભીંજવે. (કોઈ પણ વાળનું સૂળ) સૂકું રહેવા ન પામે.) શરીર પર પાણી નાંખીને બરાબર ચોળીને સાફ કરે." પછી હેતપૂર્વક ફરમાવ્યું, ઓ મારા લાડલા ! અગર તારામાં હરપળે વુઝૂની સાથે રહેવાની શક્તિ હોય

તો એમ જ કર. (કારણ કે) જેને વુઝૂની હાલતમાં મૌત આવશે તો એને શહાદતનો દરજ્જો મળશે.

(અબૂ યઅલા)

ફર્ઝ ગુસલ કરવામાં વાર ન લગાડે, કારણ કે એના ઉપર ચેતવણી આવી છે. હઝરત અલી (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે "એ ઘરમાં રહમતના ફરિશ્તા દાખલ થતા નથી, જે ઘરમાં (જાનદારનું) ચિત્ર, કૂતરા કે કોઈ માણસનું ચિત્ર હોય." બીજું કે જેના પર ગુસલ ફર્ઝ હતું, છતાં પણ એ માણસ ગુસલ ન કરે, (કારણ વગર ગુસલ કરવામાં વિલંબ કરે.) તથા વુઝૂ પણ ન કરે; પરંતુ તે આળસના કારણે જ નમાઝમાં પણ વિલંબ કરે.

(ઈબ્ને હિબ્બાન)

## મય્યિતના ગુસલના અહકામ :

મુસલમાન મય્યિતને ગુસલ આપવું મુસ્લિમો પર ફર્ઝે કિફાયહ છે. વસ્તીમાં અમુક મુસ્લિમો ભેગા થઇને આ ફર્ઝ અદા કરી લે તો પણ બધાં જ મુસ્લિમો પરથી આ ફર્ઝ અદા થઇ જશે; પરંતુ જો એક પણ મુસલમાન આ ફર્ઝને અદા નહિ કરે તો વસ્તીના બધાં જ મુસ્લિમો ગુનેહગાર થશે.

(હિન્દિય્યહ)

એટલે જ અહિંયા સંક્ષિપ્તમાં મય્યિતને ગુસલ આપવાની રીત અને મય્યિતના સંબંધમાં કેટલાક જરૂરી મસાઇલ લખવામાં આવે છે, જેથી મુસલમાનો આ ફર્ઝને અદા કરવામાં શરઇ જાણકારી મેળવીને એના ઉપર અમલ કરી શકે. આ અંગેની વધુ વિસ્તૃત માહિતી "બેહિશ્તી ઝેવર" કિતાબમાંથી કે પછી કોઈ આધારભૂત આલિમ પાસેથી મેળવી લેવામાં આવે.

## મય્યિતને ગુસલ આપવાનું બયાન :

જ્યારે મય્યિતના કફન-દફનનો સામાન તૈયાર થઇ જાય અને મય્યિતને ગુસલ આપવું હોય તો પ્રથમ કોઇ પાટલા કે સપાટ વસ્તુને પાક કરીને તેના પર લોબાન અને અગરબત્તી કે કોઈ પણ ખુશ્બૂદાર વસ્તુની ધૂણી આપવામાં આવે. પાટલાને ત્રણ અને પાંચ કે સાત વખત ચારે બાજુથી ધૂણી આપવામાં આવે. પછી એના પર મય્યિતને મૂકવામાં આવે. ત્યાર પછી મય્યિતના બધાં જ કપડાંઓ કાઢી નાખે અને બીજું કોઈ કપડું (ટુવાલ કે ચાદર) મય્યિતની ડૂંટીથી લઈને ઘૂંટણ સુધી નાંખી દે, જેથી એટલું સતર ઢંકાયેલું રહે. (હિન્દિય્યહ)

અગર ગુસલ આપવા માટેની કોઈ અલગ જગ્યા છે કે જ્યાંથી પાણી સારી રીતે વહી જાય છે તો કોઈ

પણ વાંધો નથી, નહિતર એ પાટલાની નીચે જ ખાડો ખોદી નાખવામાં આવે, જેથી બધું જ પાણી એ ખાડામાં ભેગું થયા કરે; પરંતુ જો ખાડો ખોદવામાં આવ્યો ન હોય અને મય્યિતને ગુસલ આપેલું પાણી આખા ઘરમાં રેલાઈ જાય તો પણ કોઇ ગુનોહ નથી; પરંતુ એ પાણીનું બહાર વહી જવું જ બેહતર છે. ભલે, તે પાણી ગટરમાં જતું રહે. આ પાણીના ઘરમાં ફેલાઈ જવાના કારણે ઘરમાં આવનાર તથા જનાર માણસને તકલીફ ન પડે તેમજ તે લપસી ન પડે એટલા માટે એ પાણીના નિકાલ માટેની વ્યવસ્થા કરી લેવી હિતાવહ છે.

**ગુસલની રીત :** મય્યિતને ગુસલ આપવાની સુન્નત રીત આ પ્રમાણે છે કે મય્યિતને પ્રથમ તો ઈસ્તિન્જા કરાવી લેવામાં આવે; પરંતુ એની ઈસ્તિન્જાની જગ્યા અને જાંઘને કોઇ કપડાં વગર હાથ ન લગાડે અને એના પર નગ્ન હાલતમાં દૃષ્ટિ પણ ન કરે. પોતાના હાથમાં મોજા પહેરી લે અથવા કોઈ પણ કપડું લપેટી લે અને પછી જે કપડું મય્યિતની ડૂંટીથી ઘૂંટણ સુધી મૂકેલું હોય, એના ઉપરથી પાણી નાંખીને અંદર–અંદર ઈસ્તિન્જા કરાવી લેવામાં આવે. પછી મય્યિતને વુઝૂ કરાવવું; પરંતુ મય્યિતને કોગળા કરાવવાની કે એના નાકમાં પાણી નાંખવાની કે કાંડા સુધી હાથ ધોવાની જરૂર નથી, બલકે પહેલાં મોઢું

ધોવે. પછી બન્ને હાથ કોણીઓ સુધી ધોવે. ત્યાર બાદ માથાનો મસહ કરીને બન્ને પગોને ધોઈ લે. ત્રણ વખત રૂનું પૂમડું ભીંજવીને દાંતના મસોળા પર ફેરવી દે કે નાકમાં ફેરવી દે તો એ જાઈઝ છે, વાજિબ નથી. (હિન્દિય્યહ)

અગર મય્યિતનું જનાબત (નાપાકી)નું ગુસલ બાકી હોય અને એ જ સ્થિતિમાં એનો ઈન્તિકાલ થઈ જાય અથવા કોઈ સ્ત્રી હૈઝ કે નિફાસની હાલતમાં જ મૃત્યુ પામે, તો એ સ્થિતિમાં એના નાક અને મોઢામાં પાણી પહોંચાડવું જરૂરી છે. (શર્હે તન્વીર) રૂનું પૂમડું ભીંજવીને કે કોઈ ઝીણું-પાતળું કપડું પાણીમાં બોળીને એના મોઢામાં અને નાકમાં ફેરવી દેવામાં આવે. પછી મય્યિતના નાક-કાન અને મોઢામાં રૂના પૂમડાં ભરી દેવામાં આવે, જેથી વુઝૂ કરાવતી વખતે કે ગુસલ આપતી વખતે પાણી એમાં ન જાય.

જ્યારે સંપૂર્ણ વુઝૂ કરાવી લેવામાં આવે તો માથાને સાબુ કે કોઈ બીજી વસ્તુથી ચોળીને ધોઈ લેવું. (હિન્દિય્યહ) પછી મય્યિતને ડાબી બાજુએ સૂવડાવીને જમણી બાજુ ઉપર કરીને બોરડીના પાંદડાં નાંખીને ગરમ કરવામાં આવેલ ઉના પાણીને ત્રણ વખત માથાથી પગ સુધી નાંખે. અહીં સુધી કે ડાબી બાજુએ નીચે સુધી પાણી પહોંચી જાય. પછી મય્યિતને જમણા પડખે

ફેરવીને ડાબી બાજુ ઉપર કરીને એવી જ રીતે માથાથી પગ સુધી ત્રણ વખત પાણી વહાવે કે જેથી પાણી જમણી બાજુએ નીચે સુધી બરાબર પહોંચી જાય. પછી મય્યિતને પોતાના શરીરનો ટેકો આપીને પાટલા પર બેસાડે અને એના પેટને ધીમે-ધીમે મસાજ કરે-દબાવે, જેથી અગર કોઈ ગંદકી વગેરે પેટમાંથી નીકળે તો એને લૂંછીને ધોઈ નાંખે. ફરીથી ગુસલ કે વુઝૂ કરાવવાની જરૂર નથી, કારણ કે એ નાપાકીથી કોઈ વાંધો નહિ આવે. (હિન્દિય્યહ) ત્યાર બાદ મય્યિતને ફરીથી ડાબા પડખે સૂવડાવીને કાફૂર નાંખેલ પાણી ત્રણવાર માથાથી પગ સુધી વહાવે. પછી આખું શરીર ટૂવાલથી લૂંછીને કફન પહેરાવે. (દુર્રે મુખ્તાર)

**મય્યિતનાં કેટલાંક મસાઈલ :**

**મસ્અલો :** અગર બોરડીનાં પાંદડાં નાંખીને ઉકાળેલ પાણી ન હોય તો સાદું થોડુંક ઉનું પાણી પણ ચાલી શકે છે. એવા પાણીથી ઉપર દર્શાવેલ રીત મુજબ ત્રણ વખત પાણી નાંખી દે, ઘણાં જ ગરમ (ઉકળતા) પાણીથી મય્યિતને ગુસલ આપવું ન જોઈએ.

ગુસલ આપવાની જે રીત ઉપર દર્શાવેલી છે, તે મસ્નૂન છે; પરંતુ સંજોગોવશાત અગર

પાણી અપૂરતું હોય કે કોઈ બીજા કારણથી એ પ્રમાણે ત્રણ વખત નવડાવી ન શકાય તો એક વખત આખા શરીર પર બરાબર પાણી વહાવવાથી પણ ફર્ઝ અદા થઈ જશે. મય્યિતનું ગુસલ માન્ય ગણાશે.

(હિન્દિય્યહ, દુર્રે મુખ્તાર)

**મસ્અલો :** જ્યારે મય્યિતને કફન પર મૂકે તો પહેલાં માથા પર અત્તર ચોપડે, અગર મર્દ હોય તો દાઢી પર પણ અત્તર લગાડે. પછી કપાળ, નાક, બન્ને હાથની હથેળીઓ, ઘૂંટણો અને બન્ને પગો પર કાફૂર મસળવું જોઈએ. કેટલાક લોકો કફન પર અત્તર છાંટે છે અને અત્તરનું પૂમડું કાનમાં ખોસે છે, એ બધું જહાલતનું કામ છે. જેટલું શરીઅતથી સાબિત છે એટલું જ કરવું જોઈએ, એનાથી વધુ નહિ. (દુર્રે મુખ્તાર)

**મસ્અલો :** મય્યિતના વાળમાં કાંસકો ફેરવવો ન જોઈએ તેમ જ એના નખ કે શરીરના કોઈ પણ ભાગના વાળ કાપવા ન જોઈએ. બધું એમ જ રહેવા દેવું.

(શર્હે બિદાયહ)

**મસ્અલો :** અગર કોઈ મર્દનો ઈન્તિકાલ થઈ ગયો, પરંતુ એ જગ્યાએ કોઈ પણ મર્દ એને નવડાવનાર મવજૂદ નથી તો એ સંજોગોમાં એની પત્ની વગર બીજી કોઈ પણ સ્ત્રીએ એને ગુસલ આપવું જાઈઝ નથી. પછી

તે સ્ત્રી મરનારની મહરમ (સગી દીકરી–માં–બહેન વગેરે) કેમ ન હોય ! પરંતુ મય્યિતની પત્ની ત્યાં હાજર ન હોય તો પછી એને તયમ્મુમ કરાવી દેવું જોઈએ, પરંતુ કોઈ પણ સંજોગોમાં પત્ની વગર બીજી કોઈ પણ સ્ત્રીએ મય્યિતના શરીરને અડકવું ન જોઈએ. પોતાના હાથમાં પહેલાં મોજા પહેરી લે, પછી જ તયમ્મુમ કરાવે.

(આલમગીરી)

**મસ્અલો :** કોઈ સ્ત્રીનો પતિ મરણ પામે તો એની પત્ની એને ગુસલ આપી શકે છે અને કફન પણ પહેરાવી શકે છે; પરંતુ જો કોઈની પત્નીનો ઈન્તિકાલ થઈ જાય તો એનો શૌહર મૃત પત્નીના શરીરને હાથ લગાડી શકતો નથી. ત્યારે એને ગુસલ આપવાની વાત તો વધારે નાજાઈઝ છે. આ હુકમ ત્યારે છે જ્યારે કોઈ બીજી સ્ત્રી એની પત્નીને ગુસલ આપનારી હાજર હોય; પરંતુ જો પત્નીને નવડાવનાર કોઈ પણ બીજી સ્ત્રી ત્યાં હાજર ન હોય, ફક્ત મર્દો જ હોય તો એવી અત્યંત મજબૂરીની સ્થિતિમાં પતિ પોતાની પત્નીને ગુસલ આપી શકે છે. (ઈમ્દાદુલ મુફ્તીન)

**મસ્અલો :** શૌહર પોતાની મૃત પત્નીને જોઈ શકે છે તેમજ કફન કે કપડાની ઉપરથી હાથ લગાડી

શકે છે, ખાટલા પર ઊંચકીને સૂવડાવી શકે છે અને કાંધો પણ આપી શકે છે તેમજ એના માટે કબ્રમાં ઉતારવું પણ જાઈઝ છે. (હિન્દિય્યહ)

**મસ્અલો :** સ્ત્રીઓને સ્રીઓ જ ગુસલ આપે અને પુરુષોને પુરુષો જ ગુસલ કરાવે. સ્રીઓએ મર્દ કે મર્દને સ્રીઓએ ગુસલ આપવું શરઇ રીતે જાઇઝ નથી. (હિન્દિય્યહ)

**મસ્અલો :** જો બાળક એટલી ઓછી ઉંમરનું હોય કે બાલિગ થયું ન હોય તો સ્રીઓ એને ગુસલ આપી શકે છે. એવી જ રીતે કોઈ છોકરી એટલી સગીર હોય કે હજુ બાલિગ થઈ ન હોય તો પુરુષો એને ગુસલ આપી શકે છે, એમાં વાંધો નથી. (હિન્દિય્યહ)

**મસ્અલો :** અગર ગુસલ આપતી વખતે ગુસલ આપનાર વ્યક્તિને મય્યિતના શરીર પર કોઈ ઐબદાર વસ્તુ દેખાય તો બધાની સામે જાહેર ન કરે. અલ્લાહ તઆલા બચાવે; અગર કોઈનો ચહેરો મૃત્યુ પહેલાં બગડી ગયો હોય તથા કાળો પડી ગયો હોય તો એની બિલકુલ ચર્ચા ન કરે. આ ગુનાહિત કામ છે; અલ્લબત્ત, મરનાર અગર જાહેરમાં ગુનાહિત કાર્યો કરતો હતો, જેમ કે તે શરાબી (દારૂડિયો), વ્યાજખોર કે

ગાવા-વગાડનાર હતો તો એવા માણસની ઐબને જાહેર કરવી જાઈઝ છે, જેથી બીજા લોકો ઈબ્રત લઈને એવા ગુનાહિત કાર્યોથી તૌબા કરે અને તેનાથી દૂર રહે.

(દુર્રે મુખ્તાર)

**મસ્અલો :** જે મર્દ જનાબત (નાપાકી)ની હાલતમાં હોય તથા જે સ્ત્રી હૈઝ કે નિફાસની હાલતમાં હોય, આ લોકોએ મય્યિતને ગુસલ ન આપવું જોઈએ. એમણે મય્યિતને ગુસલ આપવું મકરૂહ છે. (હિન્દિય્યહ)

**મસ્અલો :** અગર કોઈ વ્યક્તિ દરિયામાં પડીને મરી ગઇ હોય તો એને જ્યારે પણ દરિયામાંથી બહાર કાઢવામાં આવે, ત્યાર પછી એને ફરીથી ગુસલ આપવું ફર્ઝ છે. પાણીમાં ડૂબી જવું ગુસલ માટે પૂરતું નથી. મય્યિતને ગુસલ આપવું એ જીવંત મુસ્લિમોના શિરે ફર્ઝ છે. ડૂબવાની હાલતમાં આ લોકોની કશી જ દખલ નથી એટલે એ માન્ય ગણાશે નહિ; અલબત્ત, પાણીમાંથી લાશને બહાર કાઢતી વખતે ગુસલની નિય્યત કરી લઈને મય્યિતને પાણીમાં હલાવી દેવામાં આવે તો એનું ગુસલ થઈ જશે. એવી જ રીતે અગર મય્યિતની ઉપર પાણી વરસી જાય અથવા બીજી કોઈ રીતે એને પાણી પહોંચી જાય તો પણ એને બરાબર ગુસલ આપવું ફર્ઝ છે.

(દુર્રે મુખ્તાર)

**મસ્અલો :** અગર કોઈની લાશ એવી સડી જાય કે ગુસલ આપતી વખતે એના શરીરને ચોળવું મુશ્કેલ થઈ જાય તો ફક્ત એના શરીર પર પાણી વહેવડાવી દેવું પૂરતું છે. (આલમગીરી)

**મસ્અલો :** અગર કોઈ સ્ત્રીનો ગર્ભ પડી જાય તો બાળકના હાથ, પગ, મોઢું, નાક વગેરે અવયવો કંઈ જ બન્યાં ન હોય તો એને ગુસલ આપવું કે કાયદેસર કફન પહેરાવવું ન જોઈએ; પરંતુ એને કોઈ કપડામાં લપેટીને એક ખાડો ખોદીને દફન કરી દેવું જોઈએ; પરંતુ જો એ બાળકના અવયવો બની ગયાં હોય તો પછી એનો હુકમ એ જ છે, જે હુકમ મૃત બાળક પેદા થવાનો છે, અર્થાત્ એનું પણ નામ રાખવું જોઈએ અને બરાબર ગુસલ આપે; પરંતુ કાયદેસર કફન ન પહેરાવવું જોઈએ અને જનાઝાની નમાઝ પણ પઢવી ન જોઈએ; બલકે એને એક કપડામાં વીંટાળીને દફન કરી દેવું જોઈએ. (હિન્દિય્યહ)

**મસ્અલો :** અગર કોઈ વ્યક્તિનું ફક્ત માથું જ ક્યાંક મળે તો એને ગુસલ ન આપે; બલકે એમ જ દફન કરી દે, પરંતુ કોઈ વ્યક્તિનું અડધાથી વધુ શરીર ક્યાંક મળે તો એને ગુસલ આપવું જરૂરી છે. પછી તે માથાની સાથે મળે કે માથા વગરનું ધડ મળે. (હિન્દિય્યહ)

**મસ્અલો :** અગર કોઈ મય્યિત ક્યાંક મળી આવે, પરંતુ કોઈ રીતે માલમ ન પડે કે એ મુસ્લિમ હતો કે કાફિર તો એ સંજોગમાં જો ત્યાંની વસ્તીમાં મુસલમાનો વધારે રહેતા હોય તો એને પણ મુસલમાન જ સમજવામાં આવશે અને કાયદેસર ગુસલ આપીને એની નમાઝે જનાઝા પણ પઢવી જોઈએ. (હિદાયહ)

**મસ્અલો :** અગર મુસલમાનોની લાશો, કાફિરોની સાથે ભેગી થઈ જાય અને એમની વચ્ચે કોઈ જ તફાવત બાકી ન રહે તો એ બધી જ લાશોને ગુસલ આપવું જોઈએ; પરંતુ જો બન્નેમાં તફાવત માલમ પડે તો પછી મુસ્લિમોની લાશોને જુદી કાઢીને ફક્ત એમને જ ગુસલ આપવામાં આવે. (હિન્દિય્યહ)

## મય્યિતને ગુસલ આપવાની ફઝીલત :

હઝરત અબૂ ઉમામહ (રદિ.) ફરમાવે છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : "જે કોઈ મય્યિતને ગુસલ આપે અને પછી એને ઢાંકી દે (કોઈ ખરાબ હાલત મય્યિતના ચહેરા કે શરીર પર જુએ તો એને જાહેર ન કરે) તો અલ્લાહ તઆલા એના ગુનાહોને છુપાવી દેશે. (અર્થાત આખિરતમાં ગુનાહોના લીધે એની બેઈઝઝતી થશે નહિ) અને જે કોઈ મય્યિતને કફન

પહેરાવે તો અલ્લાહ તઆલા એને આખિરતમાં સુંદુસ (રેશમી કપડું) પહેરાવશે. (કન્ઝુલ ઉમ્માલ)

**સમજુતી :** કેટલાક જાહિલો મચ્યિતનું કામ કરવાથી ડરે છે અને એને મનહૂસ સમજે છે. એ અત્યંત બેકાર વાત છે. શું તેઓ પોતે મરવાના નથી ? એટલે ખુશીની સાથે મચ્યિતની સેવા કરવી જોઈએ. એ મહાન સવાબનું કાર્ય છે. અગર અમારાથી પણ લોકો એમ જ દૂર રહે, જેમકે અમે રહીએ છીએ, તો પછી અમારા જનાઝહની શું હાલત થશે ? અને એમાં કોઈ નવાઈ નથી કે એની સાથે બદલો લેવા માટે અલ્લાહ તઆલા એને એવા જ લોકોના હવાલે કરે.

હઝરત અલી (રદિ.) ફરમાવે છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : "જે વ્યક્તિ મચ્યિતને ગુસલ આપે અને કફન પહેરાવે અને એને હનૂત (એક પ્રકારની ખુશ્બૂનું નામ છે. એના બદલે કફૂર પણ પૂરતું છે) લગાડે અને એના જનાઝહને ઉઠાવે, એના પર નમાઝ પઢે અને એની એ ખરાબ વાત જાહેર ન કરે, જે એણે જોઈ લીધી હોય તો એ પોતાના ગુનાહોથી એવો દૂર રહેશે, જેમ કે તે, એ દિવસે (ગુનાહોથી પાક) હતો, જ્યારે એની માંએ એને પેદા

કર્યો હતો. (અર્થાત્ એના બધાં જ નાનાં ગુનાહો માફ થઈ જશે.) (કન્ઝુલ ઉમ્માલ)

હઝરત અનસ (રદ્દિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જે કોઈ માણસ મય્યિતને ગુસલ આપે, પછી એની ઐબોને ઢાંકી લે તો એના ચાલીસ કબીરહ ગુનાહ (અર્થાત્ સગીરહ ગુનાહોમાં જે મોટા સગીરહ ગુનાહો છે) માફ કરી દેવામાં આવશે અને જે માણસ મય્યિતને કફન પહેરાવશે તો અલ્લાહ તઆલા એ માણસને જન્નતનો લિબાસ—સુંદુસ અને ઇસ્તબરક પહેરાવશે અને જે કોઈ માણસ મય્યિત માટે કબ્ર ખોદે, ત્યાર પછી એ કબ્રમાં એને દફન કરી દે તો અલ્લાહ તઆલા એ માણસ માટે એટલો સવાબ ચાલુ કરશે કે જે એ મકાનના સવાબ બરાબર હશે કે જેમાં કિયામત સુધી અલ્લાહ તઆલા એ માણસને રાખશે. અર્થાત્ આ માણસને એટલો બધો સવાબ મળશે કે જેટલો કે એ મય્યિતને કિયામત સુધી રહેવા માટે એ મકાન કમિશન પર દેવાથી મળે છે. (કન્ઝુલ ઉમ્માલ)

**સમજૂતી :** યાદ રહે કે મય્યિતને ગુસલ આપવાની

અને એની ખિદમત કરવાની ફઝીલત અને સવાબનો જે ઉલ્લેખ છે, એ બધું માણસને ત્યારે જ મળશે, જ્યારે કે ફક્ત અલ્લાહ તઆલાની રઝામંદી મેળવવા ખાતર જ મય્યિતને ગુસલ આપવામાં આવે અને એની ખિદમત કરવામાં આવે. લોકોને દેખાડા માટે કે કોઈને ખૂશ કરવાના ઈરાદાથી ન હોય. કોઈની પાસેથી એનું વળતર લેવાની પણ નિય્યત ન હોય; અગર કોઇ વ્યક્તિ મય્યિતને ગુસલ કરાવવાનું મહેનતાણું લેશે તો એ માણસને જરા પણ સવાબ નહિ મળે. જો કે મય્યિતને ગુસલ કરાવવાના પૈસા માણસ માટે લેવા જાઇઝ છે, ગુનોહ નથી; પરંતુ મહેનતાણું જાઇઝ હોવું અલગ વાત છે અને એના પર સવાબ મળવું બીજી વાત છે. વલ્લાહુ અઅ્લમ.



# સમાપ્ત